# મૅડ હાઉસ.

---

## નાટક ત્રણ અંકી.

**એમપ્રેસ નાટક મંડળીને માટે**

ખાસ રચનાર,

**જહાંગીર પેસ્તનજી ખંભાતા,**

તે

**"જુદ્દીન ઝગડો" નાટકના કર્ત્તા.**

છપાવી પ્રગટ કરનાર,

**એમપ્રેસ નાટક મંડળીનાં માલેકો.**

(આવૃતિ પહેલી.)

---

Honour and shame from no condition rise,
Act well your part and there all the honour lie.

---

"હાલત સાથે આબરૂને નથી કશી નીસબત.
ચાલાકીથી ભાગ બજાવવામાં છે કીર્તિની લેહજત."

---


**મુંબઈ.**

**ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં**

ગનપત રામાજીરાવ પ્રીંટરે છાપ્યું છે.

(કોટ, પારસી બજાર સ્ટ્રીટ નંબર ૧ લો, માપલા બીલડીંગ.)

---

૧૯૦૬.

**કીમત છ આના.**

## અર્પણ પત્રિકા.



મુંબઇની નાટક ભુમિ ઉપર

# એમપ્રેસ નાટક મંડળી

ના જન્મને

મમતાથી, મેહરબાનીથી ઉંચકી દેનાર

તથા

એ કમતરીન નાટક મંડળીના પહેલવહેલા અખતરા નામે

## 'જુદદીન ઝગડો'

ને અનેક નાહીમત કરનારા સંજોગો વચ્ચે

ઉત્તેજન, હીમત, મદદ, ટેકો, આશ્રય

દઇ તેના આગેવાન મુખી તથા ખેલાડી ભાઇઓને

જાહેરમાં આગળ પાડનાર,

**બળવાન, સ્વતંત્ર, પારસી-પાયોનીયર**

## "જામે જમશેદ"

પત્રને આ કમીના ખેલના અકલના કર્તા

**જહાંગીર પેસ્તનજી ખંબાતા**

(લકબે "જુદદીન ઝગડાના ડોલા ચોંપાન")

તરફથી અનંત હેસાન, વખાણ, અને માન સહિત

**આ 'મેડ હાઉસ' ખેલનું નાનકડું પુસ્તક**

અર્પણ કરવામાં આવે છે.

બનામે ખુદા.

# પ્રસ્તાવના.

(આવૃત્તિ પહેલી.)

The stage is a mirror of wondrous power and effect, wherein men and women see themselves as others see them.

નાટક એક જાદુઈ આરસી છે, કે જેમાં આપણુ પોતાને ખરાં રૂપ રંગમાં જોઇ શકયે છિયે.

આ મારો "મેડ હાઉસ" નાટક આપણાં આગેવાન ગુજરાતી રોજીંદાં જામે જમશેદને અર્પણ કીધો છે અને તેમ કરી મેં માત્ર અદા ફરજ અદના કીધી છે.

નાટક સરીખા એક નિર્દોષ હુનર તરફ મારી બચગીથીજ પ્રીત છે. બચગીમાં ફકત શોકને ખાતર નાટકશાળાનાં મહાન મંદીરમાં હું દાખલ થયો હતો. તે મારો શોક એક ધંધામાં બદલાઇ ગયો, અને લગભગ ૩૫) વર્ષોની એકચિત્ત લાગણીથી નાટક તખ્તાને મારી અદના કોશેશ હું અર્પણ કરી ચુકો છું. નાટક કરવો જોકે મુસ્કેલ છે, તોપણ નાટક લખવો વધુ મુસ્કેલ છે, અને નાટક લખવાનાં એવાં મુસ્કેલ કામને હુ હાથ ધરૂં, એટલી મારી શકિત નથી તેમ છતાં મારી મુસ્કેલીઓ-એજ એવાં મુસ્કેલ કામમાં ઝીપલાવવાની મને જોગવાઇ કરી આપી છે.

મારો પહેલો નાટક "જુદદીન ઝઘડો" પ્રજાને એટલો બધો પસંદ પડયો છે કે હજી સુધી જયારે પણ તે નાટક તખ્તા ઉપર રજુ થાય છે, ત્યારે શોકીન પ્રજા તેને આશ્રય આપવા સદા આગેવાની કરે છે.

એ મારા પહેલા નાટકે મને બીજો નાટક લખવા લલ-ચાવ્યો છે અને તેનાં પરિણામમાં આ "મેડ હાઉસ" નાટક મે લખ્યો છે. એ મારા નાટકનું વણું હાસ્યરસથી ભરપુર છે. એમાં કાંઇ કીસ્સા કહાણી યા મ્હોબતની રસીલી રચના નથી, પણ એક ચાલુ બાબત ઉપર એ લખ્યો છે. પારસી કોમમાં ઘણાંજ જોશ

સાથે વરતાએલા સવાલની બાબદ હાથ ધરી "જુદદીન ઝઘડો" છપવાની મારી કલ્પનામાં મને ખુદાએ યારી બક્ષી છે. જ્યારે મેં જોયું કે હું એક અદના નાટકકાર છું, તો નાટકવાળાઓનીજ મુશ્કેલીને કાંઇક વિચિત્ર તોર ઉપર ચિતારવી. તે વિચારી "મેડ હાઉસ" નાટકની રચના ભેજામાં કલ્પી. અને તેમ કરતાં એ નાટકમાં મેં જે ચિતાર્યું છે તે એજ કે નાટક જેવા ઉત્તમ હુનરને સમજવા વગર જેઓ એમાં ઝીપલાવે છે તેઓ તેમાં કેવું ગોતું ખાએ છે. બીજું એ કે લેભાગુ કામથી ખરા હુનરમંદોને કેટલું સોસવું પડે છે તે કેટલેક દરજ્જે ચિતારવાની મેં કોશેશ કીધી છે. અને તેમ કરતાં કોઇની પણ અંગત લાગણી દુ:ખાય એવું કશું મેં ચિતાર્યું નથી. તેમ છતાં મારાં ઉપલાં "કોટેશન" મુજબ નાટક એક "જાદુઈ આરસી છે," તેમાં જેને જોઇયે તે પોતાને જોઇ લે. "એતો એક ટોપી હય, ટોપી જીસકે સર આયે વો પહેન લે." આ નાટક પારસીઓમાં ચાલુ બોલાતી (અશુધ્ધ) ભાષામાં લખ્યો છે, તેથી પ્રજાએ તે તરફ નાખ્તીની નજર રાખવી.

એમાં બે મુન્શીઓનું ભાષણ ઉર્દુ જબાનમાં લખેલું છે, અને તેમાં ખામીઓ જરૂર હશે, પણ આ કાંઇ ઉર્દુ નાટક નથી એટલે તે ઉપર પણ રેહેમ નજર રાખવી. હવે દેશી તેમજ અંગ્રેજી છાપા કે જેઓએ મને મારા "જુદદીન ઝઘડો" વખતે પોતાના અપક્ષપાત અભિપ્રાયથી મદદ કીધી હતી, તેઓનો ઉપકાર માનવાની આ તક હાથ ધરું છું.

બીજું, મારા એક જવાન મીત્ર અને મારી મંડલીના સાથી મી૦ મનચેરશાહ અરદેશર પોહોંચખાનાવાલાનો આ તકે જો હું આભાર નહી માનું તો તે વાજબી કહેવાએ નહી. મારા આ "મેડ હાઉસ" નાટકમાં કેટલીક સુચનાઓ એ મારા ભલા મીત્રને આભારી છે, અને મારા "જુદદીન ઝઘડા"માં પેલા "કોલાનો" "સુખી રેહો" બોલ પણ એજ ભાઇનાં ભેજાંની ઉત્પત્તિ છે.

છેલ્લે પ્રજાને મારી અરજ છે કે, આ નાટકની ઘણીક ખામીઓ તરફ પોતાની રેહેમ નજર રાખી મુજ સરખા કમતરીનને આશ્રય આપી ઉત્તેજન આપવું.

મુંબઇ, તા૦ ૨૬ મી ઓગસ્ટ ૧૯૦૬ ઇસ્વી. }   લા૦ ખાકસાર જહાંગીર પેસ્તનજી ખંબાતા.

બનામે ખુદા.

# મૅડ હાઉસ.

## નાટક પાત્ર.

### મરદો.

હોરમજશા કામાદોર........ ..એક રીતાએર થએલા વેપારી.
જહાંગીર .... ....... ........જમશેદ રનેપશોટ નામ ધારણ કરનાર એક એકટર.
રૂસતમ........ ..............એક બેરીસ્તર.
મોહુલ્લુ તારગેટ................નાટક કંપનીનો માલેક.
બેહરામજી...... . ..............એક દીટેકટીવ.
ગનપતરાવ-પટપટે .... ........રૂસતમનો કસાઈ.
કાવસ.......................... ગણુપતરાવનો એસીસ્ટન્ટ.
બદલો..........................હોરમજશાનો નોકર.
મુનશી કાદિરબેગ બ તખલ્લુસ હયાત......નાટક લખનાર.
મુનશી કાલીચંદ્ર બ તખલ્લુસ શાદાન .... નાટક લખનાર
શેરખાં..........................બેહરામશાહનો મદદનીશ.

### ઓરતો.

મેહુરબાનું......................હોરમજશાની બેટી. રૂસતમ સાથે અદરાયલી.
ગોસસ્પબાનું...... ....... . હોરમજશાની બેટી, જહાંગીરના હાથની ઉમેદવાર.
મીસ કોહેનુર..................એક એકટ્રેસ.
તારાબાઇ........ ....... .....ગણુપતરાવની બૈરી.

સ્થળ—મુંબઈ.

પાણે ૧૮ મે લાઇન ૧૪ મી પછી

---

## રાગ-ઈંગ્રેજી.

---

**ગનપતરાવ—**
બોયકોટ એવરીથીંગ, બોયકોટ એવરીથીંગ, બોયકોટ કરં મી સર્વથીંગ
નેવર બાઈ એનીથીંગ, નેવર બાઈ એનીથીંગ, પરચેશ ઓનલી સ્વદેશી થીંગ

**રૂસતમ—**
વેટ અ બીટ વેટઅબીટ, બોયકોટ કરેલં સર્વ મેટીરીયલ કશી તુંમી ?
પાએજે તુમાલા શુઈ તે સાથી દ્રષ્ટિ જાતે ઈંગલાંડ ભુમીં.

### કોરસ

**ગનપતરાવ**—હા હાહા એકદમ કરં મી બોયકોટ,
શુઈચે બદલે ગેઉ મી બાબુલીચા કાંટા.
ચાલસે બાલ હોરવામાં પાંમપલેટ શીરાના હા હા કાંટા.
**રૂસતમ**—કપડાં વણવા સાંચો વેલાતીજ છે ખાસસો,
સબર પણ તે વીલાસકી બ્રાંન્ડી કયાંથી ટાંસસો ?
કાન્ટ બોયકોટ એનીથીંગ, કાન્ટ બોયકોટ એની,
**ગનપતરાવ**—વાય? બોયકોટ એવરીથીંગ, આઇલ બોયકોટ મેની.

---

પાણે ૬૯ મે જીલા ગત ગાયણુ છે, તેને બદલે નીચે
પ્રમાણે વાંચવું.

---

## જીલા-ગત.

---

અરે ઓ નટખટ, ફરેબી ફટફટ, કરે તું કટકટ, તજી દે ખટપટ,
ઓ અબલા નાંદાન !
અરે ઓ મગરૂર, કપટી છે તું ક્રૂર, અરે ઓ મગરૂર કપટી છે તું ક્રૂર,
ચમકે નુર, વિષ ભરપુર, અબલા ઉર, થયો મજબુર, ફકારી ધુર.-અરે
લ્હારા પ્યારમાં અંગાર, લ્હારા ફંદનો ન પાર,
તને પ્હોંચે ન કિરતાર; તો શું માણુસના ભાર !
ઓ નારી ધિક્કાર ! તુને પુછસે તે કીરતાર.——અરે.

જુનામાં જુના પ્રખ્યાત.

# ગોપાલદાસ બરફીવાલા.

ઠે૰ કાવસજી પટેલના તલાવ આગળ.

જત અમારા માનવંતા ગ્રાહકોને વિનંતિ સાથે જણા-
વીએ છીએ કે ગ્રાહકો તરફથી છુટકની તથા જથાબંધની
વરદી ઊપર બરાબર ધ્યાન આપી ટાઇમસર સારો અને
તાજો માલ બનાવી આપીશું, માટે એક વખત અમારી
દુકાને આવી માલ વિશે ખાતરી કરવા મેહેરબાની કરશો.
અમારા ખાસ પારસી ગ્રાહકો માટે ચોખા દુધનો
ગરમ માવો સવારના તથા સાંજના તૈયાર રાખવામ
આવે છે. પારસી બાઇઓમાં વપરાતા દરેક આકારના પેંડા
બનાવીએ છીએ. વરદીથી મસાલાનું દુધ તથા દુધપાક પણ
બનાવી આપીએ છીએ.

# કેક, બીસકોટ બનાવવાનું જંગી કારખાનું વીકટોરીયા બેકરી, કોટ, પારસી બજાર, મુંબઈ.

---

નાટાલના કેક, ભેટ સોગાદ મોકલવાનાં સાદાં તેમજ નકસીના કેક, પેસ્ત્રી, પુડીંગો, પાઇ, પેટીસ, તરેહવાર જાતોની બીસકીટ, નાનખટાઇ, પેન્ડા, બરફી, દરેક જાતનાં હલવા અને ખાવાનાં મીઠાન બનાવનારા. શોખીન સાહેબોએ એકવાર શાલગરી, શાહદી રામશનીપર વરદી આપવાથી પુર ખાતરી થશે. ખચીત વગર સહરાગાતે કેહવામાં આવે છે કે કેક, બીસકીટની ઉતમ બનાવટ માટે સારા ગ્રહસ્થો તરફથી સરટીફીકેટો અને ચાન માન ફકત આએજ બેકરીએ મેળવયાં છે, એ ખરા માલની ખુબી સમજવી. બાહાર ગામના ઘરાકોપર ખાસ દેખરેખ રાખવામાં આવે છે.

☞ ખાકસાર **અરદેશર રૂસ્તમજી કનફેકશનરની કુ૦ વીકટોરીયા બેકરી, પારસી બજાર, ગનબાવરી, કોટ, મુંબઈ**

**તા૦ ક૦**—મુંબઇમાં ૨૨ દુકાનોપર અને બાહરગામોમાં મોટા વીસતારમાં માલ જાય છે, એજ માલની પીછાન સમજવી.

**અરદેશર રૂશતમજી કનેફકશનર, કોટ, મુંબઈ.**

# મી૦ બરજોર
# બાટલીબોઇનું બેંડ.

---

તમારે ત્યાં શાદી રામસ્ની હોય તો જરૂર બોલાવજોજી.

ઠેકાણું—મંગલદાસની વાડી સાંમે,
ગીરગાંમ બેક રોડ,
મુંબઈ.

# મૅડ હાઉસ.

## અંક પહેલો—દેખાવ પહેલો.

### ઓરડો.

[ ગનપતરાવ હાતમાં એક કામજનું બંડલ
લઇને દાખલ થાય છે. ]

ગનપતરાવ—જેથે શબ્દચા સુકાળ, તેથે બુધ્ધીચા દુકાલ. રૂસ્તમ શેઠ તોડાંની પુશકળ બોલતો, પરંતુ તો કરતો કાયે, ત્યાનચી કાહી તરી સમજ પરત નાહી. આજ એક વરસા ઝાંલે, તો બીયા-રીસ્તરચી એકઝામીનેશન પાસ કરૂન ઇકરે આલા, પરંતુ ત્યાનચા બ્રેન મઢી અગદી ભુસા નાંહી. ધેન વોટ કુડ હી કરલ ? ત્યાનચા કારોબારાચી કાહે તરી સમજ પરત નાહી. માળા વાટતે કે ત્યાની કાહેતરી ગોટાલા કેલેલા હાએ. મી ઓફીસાંત ગેલો તેથે નાહી, ત્યાનચા ઘરાત ગેલો તેથે નાહી, ત્યાનચી ગલાડસ્તન કલબ મદી ગેલો તેથેં તરી નાહી, રેસ કોર્સ વરતી સકાલી ગેલો તેથેં નાહી, સેવટ ગ્રંડ હુમ હોટેલ મદી ગેલો તેથે તરી નાહી. આતાં કરાવા કાહે ? આતાં પાહુ કે ઇથે ઇયાનચી ઈનટેનડેડ વાઈફચે ઘરી હાએ કીવાં નાંહી. ઇથે જર સાપરલા તર ફારછજ ચાંગલા ! નાહી તર માઝા નાવ ગનપતરાવ પટપટે તવાંજ ખરા કે ત્યાનલા બોયકોટ કરૂન ટાકુ. બાઈ ગોડ, આઇ વીલ બોયકોટ એવરી થીંગ.

[ હોરમજસા દાખલ થાય છે.]

હોરમજસા—અલો મી૦ ગનપતરાવ પટપટે, તમે કહાં આજે કઇઆં ભુલા પડયા ? માહરા રૂસતમે તમોને કઈઆં મોકલ્યા હોસે.

ગનપતરાવ—અરે નહીંરે શેઠ, તેવનનેજ હું સોધુંચ. આઇ વેન્ટ ટુ મરડર હીમ.

હોરમજસા—વોટ! યુ વેન્ટ ટુ મરડર આઇ ઇનટેનડેડ સન-ઇન-લો? [ગનપતરાવને ગરદનમાંથી પકડે છે.]

ગનપતરાવ--દોન્ટ સ્ત્રીસાઇડ મી. સર, અધરવાઇઝ યુ વીલ બી હેંગ! અરે શેઠ, આઇ મીન ટુ સે કે માહરી પાસે આઇ ગોટ વન મરડર કેસ ફોર હીમ.

હોરમજસા--અરે મુવોરે તું, તારે એમ પાધરૂં ભોંસી મરની! ગનપતરાવ, તમારૂં આડ નામ પટપટે છે, તેથી જે કાંઇ મોહડાં પર આવેચ તેનો તમે પટપટારો કરોચ. [મેહરાં દાખલ થાય છે.]

મેહરાં--વેલ ગનપતરાવ, માહરા રૂસી તરફથી કાંઇ ન્યુસ લાયાચ કે? એની ગુડ ન્યુસ?

ગનપતરાવ—નો, આઈ એમ વેરી સોરી! નો ગુડ ન્યુસ, બટ મરડર.

મેહરાં—મરડર! એટલે કોણનું ખુન થયું?

ગનપતરાવ—એક વેસ્યાનું ખુન.

મેહરાં— અને તે ખુન કોણે કીધું?

હોરમજસા—અરે મુગી રહેરે મેહરાં, તું ગભરાએચ સાની જો?

મેહરાં—પપા, ગભરાઉં સાની જો. પણ ગનપતરાવ ભોંસી મરોની; તેનું ખુન કોણે કીધું?

ગનપતરાવ—રૂસતમ--

મેહેરાં<br>હોરમજશાહ }—સું રૂસતમે ખુન કીધું?

ગનપતરાવ—હા, પેલો રૂસતમ ગારાંવાલો છે કેની તેને કોઇ વેસ્યાનું ખુન કીધુંચ. તેના કેસની બ્રીફ આપણા રૂસતમજી શેઠને વરે હું લાયોચ.

મેહરાં—મુવારે તમે ગનપતરાવ, તારે એમ ખુલ્લાસો કરોની! હું કેવી ગભરાઈ ગેઇ.

હોરમજસા—મેં તુને ના કહ્યુંની દીકરી, કે ગભરા ના. એતો આપરા ગનપતરાવની આદતજ છે કે ભલતો પટપટારો કરીને ભબરડો કરવો. પેલી કેહવત છે, તેમ "જબાન વાધરી ને જેમ ફેરે તેમ પાધરી."

**ગનપતરાવ**—અરે સાહેબ, પેલી ઉમારામાં કેહવત છે કે "અચાટ બુધ્ધી ચાલવાંવી, આની બળેંચ લખ્શમી મીલવાવી". તેમ રૂસતમજી શેઠ કાણુ જાને પૈસા મેળવવા ઓરીસમાં શું બલનડર કરેચ તેની મને સમજ પડતી નથી. એન્ડ ધેત્સ વાહે આઈ એમ બલ્નડરીંગ હીયર.

**મેહરાં**—હવે બધી વાત છોરી દેવ ગનપતરાવ, પણ તમોતો ઉઠઆં માહરા રૂસીને મલવાજ આયાતા કેની ?

**ગનપતરાવ**—હાજી. બટ વહેર હીઝ હી ?

**મેહરાં**—હી ઇઝ નોટ હીયર.

**ગનપતરાવ**—એન્ડ ધેત્સ વાહે આઈ એમ હીયર. આઇ ડોન્ટ નો કે એવણુ મને કાં મલશે.

**હોરમજસા**—કાં મલશે એટલે ? ઓરીસમાં નહીં તો ઘેરમાં. ને તાંબી નહીં તો કલબમાં તો જરૂરજ મલસે.

**ગનપતરાવ**—મેં કહ્યુંની શેઠ, કે એવણુનો તો પત્તો કયે લાગતોજ નથી. આજે કેટલા કેટલા દીવસો થયા હી ઈઝ નોટ ગોઈંગ ટુ હીઝ ઓન ઘેર એટ ઓલ. બટ નેવર માઈન્ડ, કોઇબી રીતે એવનને સોધી કહારવાતો જોઇએ. અધર વાઇઝ હુ વીલ કનડકટ ધીસ હેંગીંગ કેસ ?

**હોરમજસા**—યુ મીન મરડર કેસ મી॰ ગનપતરાવ પટપટે.

**ગનપતરાવ**—અરે હારે શેઠ. આઇ મીન મરડર કેસ, પણુ મરડર કેસમાં જે મરડરરની એવન બ્રીફ લેચ, તેને હેંગ કરાવ્યા વગર છોરતાજ નથી. તેથી આઇધર યુ કોલ ધીસ આ મરડર કેસ, ઓર હેંગીંગ કેસ, આલ ધી સેમ. દીતો દીતો સેમ મારજીન. વેલ નેવર માઇન્ડ સર. ગુડ મોરનીંગ સર. હેંગ એવરીથીંગ સર, એન્ડ બાઇ ગોડ, આઇ વીલ બોયકોટ એવરી થીંગ. [જાએચ.]

**જરબાઇ**--(અંદરથી) લાવ, એ સખીનું ચીથડું લાવ; ફારીનેજ નાખું. એવાં ખેન કોટક મને નહી ગમે.

**ગોસસ્પ**—(અંદરથી) નહી માયજી, ઓહોંસ ના કરો, હું નથી આપવાની. [અંદર મારામારી થતી હોએ એવો અવાજ આવેચ.]

**હોરમજસા**—મેહરાં, જો વરી તાહરી માંય પેલી તાહરી બેહન સાથે ચીથરાં ફારેચ! એનેથીં તો મેં હાથ જોરીયા! તાહરી

માંએ તાહરી બચગીમાં માહરી મરજી વીરૂધ તુંને પરણાવીતી. તાહરા લગન બાદ બે માસની અંદર તાહરો વર કોણ જાને કહાં જતો રહો; તેનો પત્તો નહીં મલવાથી સાત વરસની મુદત બાદ કાયદાનો લાભ લઈ, તાહરે માટે ત્યાર પછી મેં એવા એક સરસ ખાનદાનના માહરા એક વેપારી, દોસ્ત દોરાબજી દાદી હોમજીના છોકરા જહાંગીર સાથે તાહરૂં કારજ કરવાની ગોઠવણ કીધીતી. ત્યારે પણ એજ તાહરી માંએ માહરી સાથે તરછોડ કરીને તેની સાથે તુંને નહી ગોઠવવા દીધી, નહીંતો આજે તું ઘેરબારની થઈ હોતે. બસ તાહરી સાથે પરણાવવાની વાત મેં તેને ના પાડી તે દહારનો બીચારો જહાંગીર એક વેપારી વાહણપર સવાર થઈ કોણ જાને કહાં નીકળી ગીયોચ તેનો આજ સુધી પત્તો નથી.

મેહરાં—હા, પણ બાવાજી જહાંગીર તો એક નાટકકાર હતો. બરીયા એક એક્ટર સાથે કોણ પરણે! માહરો રૂસી તો એક બેરીસ્તર છે, અને માયજીએ તેથીજ તો જહાંગીર માટે વાંધો લીધો.

હોરમજસા—હા, પણ તેના મરહુમ બાવા દોરાબજી દાદી હોમજીએ માહરી પર એવો ઉપકાર કીધો તો કે જો તેને આપરા ખાંનદાનમાં દાખલ કરતે તો જાને તેને હું માહરા પોતાનાજ દીકરા તરીકે ગનતે.

મેહરાં—પણ બાવાજી, તેને તો કરજબી ઉતું, અને તમે વરી તેનું કરજ આપીને તેને હંઘઆં લાવતે તે બરીયું સું ઠીક લાગતે કે? ગામમાં ફજેતી થતે, કે જો દીકરીને પરણાવવા બાવાએ રીતની ભીખ આપી ને જમાઇને વેચાતો લીધો!

હોરમજસા—નાદાન છોકરી, તે વરી આએ તાહરા બીજા પસંદ કીધેલાં ભરથાર રૂસતમને સું મેં થોરી બામ ભરીચ? તેને તો જાને લીલાઉંમાંથી વધુ બીડે ખરીદયો હોય; તેમ લોકો સમજસે. તેનેબી તો મેં રૂપ્યા પંદર હજાર ખરચીને વેલાત મોકલ્યો. ને તાં બે ચાર વરસ રહીને અહીંયાં આયો, તો એકબી કેસ એવો નથી જોયો કે જેમાં એ જીત્યો હોય. દીકરી એ છોકરાનું ભવીશ મને ઠીક લાગતું નથી. તું જાનેચ કેની દીકરી કે તકલીદી કેલવણી અથવા તકલીદી અને ડામાડોલ ઇમાનનું માણુસ, તે ગોયા તોફાની દરીયા મધ્યેની અને સઢ વગર સુકાનની એક કીસ્તી છે, જે હર

એક તરફ ધસી જતી તથા હર એક વમળ અને ખરાબા તરફ ઘસરડ જતાં અટકી આ બચી શકતી નથી.

[ગોસસ્પ રડતી દાખલ થાયચ.]

ગોસસ્પ—બાવાજી, હું તમારી સાથે નથી પરણવાની.

હોરમજસા—(ગુસ્સાથી) શું? તું માહરી સાથે પરણે?

ગોસસ્પ—અરે નહીરે! માફ કરો બાવા, હું પેલા સોલીસીટીર સાથે નથી પરણવાની.

હોરમજશા—જરા ધીરજ ધર દીકરી, સઉ વખત વારે થઇ રહેશે. જા દીકરી મેહરાં, જઈને તાહરી માંએને બોલાવી લાવ, આજનો આજ જે તે નીકાલ થવોજ જોઇએ. જો આજેજ કાંઇ સંતોશકારક ખોલાસો રૂસ્તમ તરફથી નહીં થશે, તો મને તારૂંબી કાજ તોરી નાંખવું પડશે.

મેહરાં—વારૂં બાવાજી, હું માએને હઈઆં લઇ આઉંચ.

[જાએ છે.]

હોરમજસા—દીકરી ગોસસ્પ, હવે જે હું પુછું તે સવાલોનો મને વાજબી જવાબ આપ.

ગોસસ્પ—માહરા વાહલા બાવાજી, હું સદા નીરમલ સચ્ચાઇ અને ખરી હકીકતનેજ વલગી રહુંચ, અને તેથીજ તમો માહરા મુરબ્બી આગલ પુછો તેનો ખરો ખુલાસો કરવાને ફરજથી બંધાએલી છેઉં. પણ માંયજીના નહી તામોસ થઇ શકે એવા ગુસ્સાને લીધે મને કેટલુંક છુપાવવું પરેચ તેથી મને માફ કરજો.

હોરમજસા—હા દીકરી, પણ મેં કહ્યું તેમ માહરી આગલ તું કસું છુપાવતી ના. હવે મને નચીંતે કેહ કે તાહરી માએ તાહરા ભવીશના ભરથાર તરીકે પસંદ કીધેલો કાવસજી દેબુનો દીકરો ખશરૂ પ્લીડર સું તુંને પસંદ નથી?

ગોસસ્પ—મુરબ્બી બાવાજી, હું કોઇબી માનસને માટે તેને બરોબર ઓલખીયા વગર એક કે બીજી બાજુ મત આપી શકતી નથી. પણ મેં ખશરૂ પ્લીડરને નજરો નજર જોયો નથી, તેમજ તેને ઓલખતી પણ નથી. અને જો હવે પછી ઓલખાણ થાય તોબી હું તેને માહરા ભવીશના ભરથાર તરીકે કબુલ કરી શકતી નથી.

હોરમજસા—વારૂં તારે તું જેને પસંદ કરેચ તે કોણ છે, તેનો ખુલાસો કર.

ગોસસ્પ—સાંભળો બાવાજી. હું જ્યારે કોલંબોથી પાછી ફરી, ત્યારે સ્ટીમરપર એક ફોરેનર ગ્રહસ્થ હતો, તે એક જાહેર વકતા હોવાથી પેસેનજરોની રમુજને ખાતર હમો સઘલાંના આગ્રહથી તેણે થોડાંક રેસીતેશનો આપ્યાં તે સાંભળીને આખી સ્તીમરના પેસેનજરો છક થઇ ગીયાં, અને તે ભલા ગ્રહસ્થને બધા પેસેનજ-રોએ મુબારકબાદીથી ગોયા વધાવી લીધો. હું પણ તેની વખાણ કરવા અને તેને કોનગ્રેજ્યુલેટ કરવા ગેઇ; તો માહરી અજાયબી વચ્ચે માહરી સાથે તે ગુજરાતીમાં વાત કરવા લાગો. ત્યારેંજ મને માલમ પદ્યું કે, તે તો એક પારસી ગ્રહસ્થ છે.

હોરમજસા—તાહરૂં ભલું થાયરે તાહરૂં દીકરી ગોસસ્પ! હું કેવો ધભરાયો કે તું વરી નવો જુદ્દીન ઝઘડો જગાડવા માંગેચ કે સું?

ગોસસ્પ—બાવા, સું એવા અધરમી રસ્તે હું જાઉ, એવુ તમે ધારોચ? એક નીતીમાન બાપની બેટી, નીતી સીવાએ બીજું પગલું ભરીજ કેમ શકે?

### સીંધ છલ્લા—ઠુમરી.

નીતિ, રીતિ, રસ પામી ન મગ્ન થઈ
નારની તે જિંદગી વૃથા ગઈ—નીતિ.
છું સદા ખુશહાલ, બાપ આસરામાં આપના,
વ્હાલથી પામી છે જ્ઞાન તો વિવેકનું દઇ—નીતિ.
સભ્યતા, શરમાળ નાર સાચવે તે કામની.
જ્ઞાનથી આનંદ છું પિતા, શિખામણો લઇ—નીતિ.

હોરમજસા—વારૂં દીકરી, તું સદા સુખી રેહજે. ચાલ, આગલ બોલ જોઉં!

ગોસસ્પ—તેના બોલવાની છટા, અને સભ્યતા ભરેલી અદાથી હમે બેહુએ એકમેકના દીલ જીતી લીધાં, અને એકમેકનાં સુખ દુખનાં સાથી થવાનો એકમેકને કોલ આપી ચુકાં.

હોરમજસા—અરે હા, પણ તે છે કોણ અને તે ધંધો સું કરેચ?

**ગોસસ્પ**—તેવણના ખાનદાન વીસે મેં પુછયું તારે તેવને પરણુવાની એક દીવસ આગમજ ખુલાસો કરવા જનાવ્યુંચ, પણ તેવણનો ધંધો સું છે તે મને કહ્યુંચ. હુવે બાવાજી, હું માંગી લેઊછ કે તેવણનો ધંધો જાનવાની તમે જીદ નાં કરો.

**હોરમજસા**—નહીં દીકરી, મને તો તુંને કેહવુંજ પરસે.

**ગોસસ્પ**—ત્યારે સાંભળો બાવાજી.

[હોરમજસાના કાનમાં કંઈ કેહચ.]

**હોરમજસા**—(ચોંકીને) ઓ હો! "એતો આપ ઇચ્છા તે મધ સમાન, અને પર ઈચ્છા તે જેહર સમાન," તેમ તારી ઈચ્છા પ્રમાને ચાલતાં રખે તાહરી માય સાથે તુંને કચડાએ! પણ વારૂં કંઈ નહી દીકરી, જોઈ લેસુ. હાલતો આપરે માથેનો એક ધભરાટ કે જે તાહરી બેહનના ભવીશના ભરથાર વીસેનો છે; તેનો નીવેરો આવવા દે. પણ તું કંઈ ધભરાતી નાં, તેં પસંદ કીધેલો ભરથાર જો તું કેહચ તેમ કાબેલજ હોસે, તો તે પોતાનો ધભરાટ, પોતાને હાતેજ દુર કરી સકસે. કેમકે તેનો ધંધોજ એવો છે કે આજે ફકીર તો કાલે અમીર.

### કાફી—જીલા.

ગોસસ્પ-ગાઉં શું હું ખુબી પિતાજી તમારી,
વચન પાળ્યો તમે પુત્રી તમને નમે,
મુજને પ્યારે ઉધારી, ફિકરથી ઉગારી,
શિખાવી સુધારી--ગાઉં.
મળશે પ્યારો તે દીલદાર મ્હારો.
દાદગર, તેં કિધી આજે યારી,
સાચાં હેતથી તેં નહિ વિસારી--ગાઉં.

[મેહરાં દાખલ થાએ છે.]

**મેહરાં**—બાવાજી, માયજી તો એવાં છેરાંયાંચ કે લગન વીસે તમારી સાથે વધુ વાત કરવા નાં પાડેચ, અને કહેચ કે જોઇએ, તારા બાપ કેમ તારૂં કાજ તોરે છે. બાવાજી, માહરા રૂસીમાં એવું તે સું છે કે તમે હમારૂં કાજ તોરી નાખવા નીકલ્યાચ ?

**હોરમજસા**—દીકરી, મને એ છોકરો પેહલાંથીજ અનરૂટેડા લાગતોતો. એનો કલાર્ક ગનપતરાવ, હમણાજ મને કહી ગીઓ

કે આજે કેટલા કેટલા દીવસો થયા તે પોતાને ઘેર વટીક જતો નથી. તેથી મેં પકકો ઠેરાવ કીધોચ કે આજે ઓફીસમાં જઈ એનો ભરમ જાનવો, અને જે તે નીકાલ કરવો. તમે જાનોચકેની કે,-

પાણી પીને પુછે ઘર, એનું નામ તે પહેલો ખર,
દીકરી દઈને પુછે કુલ, એનું નામ તે બીજો ખર,
ધીરી કરજને પુછે ઘર, એનું નામ તે ત્રીજો ખર,
હાથ ઘાલીને પુછે દર, એનું નામ તે ચોથો ખર.

તેથી તો બા હું માહરી ખાતરી કરીયા વગર કશું કામ કરવાનો નથી.

મેહરાં—પપા, હું બી તમારી સાથે ઓફીસમાં આંઉ ?

હોરમજસા--ચાલ દીકરી, હું કપરાં પેરૂંચ તેટલાં તું બી તઈયાર થા. [હોરમજસા તથા ગોસરપ જાએછે.]

પહાડી—ઠુમરી.

મેહરાં—કિરતાર કર મુજ ઝાલી, અફસોસ મુજનો ટાલી,
આસ જિગરની પુરણ કરજો, જગતવાલી,
રાંક, કુમારી છું હું બાલી, લેજો ખુબ સંભાલી-કિરતાર.

---

## અંક પહેલો—દેખાવ બીજો.

---

### રીહરસલ રૂમ.

---

[કાદિરબેગ વિચાર કરતો બેઠો છે.]

કાદિરબેગ—બ ફૂજલે ઇલાહી મેહરવાનજી શેઠને જો ડ્રામાં લીખનેકો કહાથા, વોહ વલ્લા! ઐસા લીખ્ખા હય કે બંબઇકી ખલકત લોટ પોટ હો જાયગી, ઔર ઇન્શાઅલ્લા હીનદુસ્તાનકો તો લૂટ લેગે લૂટ! મગર અફસોસ હય કે મેરી કુછ કદ્ર ઇનોને ન જાની, નાચાર બન્દે કાદિરબેગનેબી શુરૂ કી બેઇમાની. જો કોહેનુર એકટ્રેસ હય ઇસ કંપનીમેં લાસાની, ઉનકા તો લગા દિયા બંદેને

દૂસરી કંપનીમેં દાનાપાની. તાકે મેહરવાનજી શેઠભી યાદ કરે કે મુનશી કાદિરબેગભી કોઇ હય! ઉન્હોને એક દૂસરે મુનશી કાલીચંદ્ર, તખલ્લુસ શાદાનકો ખાસ ગોવાલ્યરસે બુલવાયા હય, ક્યું કે વ્હો રાગદારીમેં અપને આપકો બહોતહી કાબિલ સમજતા હય. ઈસ લિયે બંદેને કોહેતુરકો યહાંસે ઉડાનેકી તજવીજ કી હય, ઔર બંદાભી યહાંસે આજ રવાના બાશદ હોગા. ચલો અબ મેરી ડ્રામાકા અખીર સીન જો બાકી હય વોહ પુરા કર દૂં, તાકે અપની તન-ખ્વાહ જો બાકી હય વોહ લેકે યહાંસે રૂખસત હો જાઉં. મગર સબસે અવ્વલ ઉસ હારમોન્યાંકો ચાવી લગાકે બંદ કરદૂં, નહીં તો વોહ કમબખ્ત કાલીચંદ્ર આકે ટેં-ટું કરકે સર ફિરા દેગા.

[હારમોન્યમને ચાવી દઈ બંધ કરીને લખવા બેસે છે, તેટલાં મુનશી કાલીચંદ્ર દાખલ થાએ છે. તેનાં હાથમાં પોતાનાં જોડેલાં ગાયણોનાં કાગજો છે, અને પોતાનું જોડેલું ગાયન ગાયચ.]

હીંડોલ—તિરાના.

કાલીચંદ્ર—યાદ રખના; સતસંગ કરીના,
હય યેક ચમન હરા; નિસદીન, ખિલા હુવા–યાદ.
સચ્ચા બંદા પ્યારા ખુદાકા,
ઝુટ નાકારા; સચ અમન મિલા હુવા–યાદ.

કાલીચંદ્ર—માશા અલ્લાહ! ઇસ રાગદારીપે સબ કુછ ખતમ હય. વ્હે મેરા ગાના સુનતેહી લોગ અકલ હોશ ખોકે બેહોશ હો જાયંગે. અબ દેખે કે ઉસ વાહીયાત મુનશીકા ડ્રામા મેહર-વાન શેઠ પસંદ કરતે હયઁ, કે વ્હે મેરા ઓપરા. (મુનશી કાદિર-બેગ પર નજર પડેછે) ઓહો મુનશી "હયાત" સાહેબ, આપ વ્હાં કબસે તશરીફ રખતે હયં? શાયદ આપને મેરા ગાના સુના હોગા; ઔર આપકો પસંદભી આયા હોગા?

કાદિરબેગ—(સ્વગત) કમબખ્તને ગાનાભી ઐસા ગાયા કે જૈસે શકર કે થેલે પર મખ્ખીયોંકી ભિનભિનાહટ. (જાહિર) ક્યા બાત હય! ભલા આપકા ગાના કિસને ન માના? ઐસા ગાના લિખ-નેકો ચાહીયે એક જમાના.

કાલીચંદ્ર—હજી એતો મુંહી ખાલી ગુનગુનાયા. મગર જબ હારમારીયાં કે સાથ સુનોગે તો ઇન્દરકી સભા ભૂલ જાવગે. દેખીયે અપ હારમારીયાંકે સાથ મયઁ આપકો સુનાતા હું.

કાદિરબેગ—(સ્વગત) ખુદા જાને કમબખ્ત કૌનસી દેહાતી બસતીસે આયા હય; જો હારમોન્યાંકો હારમારીયાં કહેતા હય.

[કાલીચંદ્ર હારમોન્યમ ઉંગારવા જાએછે, પણ તે બંધ હોવાથી ચાવી સોધેછે.]

કાલીચંદ્ર--અરે ય્હે મેરે હારમારીયાંકો ચાબી કિસને લગાઇ! જબસે મયને ય્હે ખરીદા તબસે કભી ચાબી લગાઈ નહીં.

[પાછો કુંચી સોધેછે ને તે સોધતાં ટેબલ પર કાદિરબેગના જોડેલા ખેલના કાગજ્યાં વેર વીખર કરેછે]

કાદિરબેગ--અજી યે ક્યા કરતે હો ?

કાલીચંદ્ર--જનાબ, અપને હારમારીયાંકી ચાબી ઢુંઢતા હું.

[ચાવી સોધતાં ખરીયો ઉંધો પડેછે; જેથી મુનશી કાદિરબેગની ટેબલ પરનાં કાગજો સહીએ ખરાબ થાએછે]

કાદરબેગ—અરે ય્હે કયા કિયા! મેરી શાયરીકે શેરોંકા સત્યાનાસ કર દિયા ! વલ્લાહ આપકા તખલ્લુસ શાદાન હય મગર વાકેઇ આપ ચાવલ ભરનેકે બારદાન હય.

કાલીચંદ્ર—આફરીન આપકે ઇસ શીરીં કલાંમ પર. ગરચે મયં ચાવલ ભરનેકા બારદાંન હું, તો બારદાનહી સહી, મગર અપના તખલ્લુસ જો આપને હયાત રખ્ખા હય તો મયં કસમ્યિાં કહેતા હું કે હયાત, આપ વાકેઇ હો વાહિયાત.

કાદિરબેગ—એજી મયં વાહિયાત હું કે આપ સો ગજોંસે લીજિયે નાપ; જિસે દિલકા સુબહા હો જાય દુર, ઔર કીસીકી આકલમેં પડ જાય ધૂલ!

કાલીચંદ્ર—અજી છોડો ય્હે બાત વાહીયાત ખુરાફાત. મુઝે અપને હારમારીયાંકી ચાબી ઢુંઢને દો.

[ કાલીચંદ્ર મોહટી ઝાડુ લઇને બધા ખુણાંમાંથી કુંચી શોધવા ઝાડુ કાહડે છે, ને તેમ કરતાં કાદિરબેગનાં પગ નીચે ઝાડુ આવવાથી તે તુટી પડે છે. કાલીચંદ્ર ઝાડુના દાંડાને હાત

ટેકવીને ઉભો રહે છે, તેટલાં કાદિરબેગ પાછો ઉઠવા જાએ છે, તેનાં આંચકાથી કાલીચંદ્ર ઞાડુ સાથ પડી જાએ છે, મીસ કોહેનુર દાખલ થાયે છે.]

કોહેનુર—(હસીને) મુનશીજી, યે ક્યા રેસલ કરતે હો ?

કાલીચંદ્ર—અરે રેસલ કાહેકી, મયંતો અપને હારમારી-ચાંકી ચાબી ઢુંઢતા હું.

કોહેનુર—મેહરવાનજી શેઠ, અભીતક આયે નહીં, ઔર મુજે તો બાહેર જાના હય.

કાદિરબેગ—અરે આહીસ્તાસે બોલ, કંહી ઘોટાળા નહીં કરના. બાહેર કહાં જાના હય? વહીં યા કોઇ દુસરે ઠિકાને?

કોહેનુર—જી હાં. વહીંકા ઇરાદા હય, મગર મુનશીજી આપભી આજ ચલોગે યા નહીં ?

કાદિરબેગ—અવ્વલ આપ જાઇએ, મયં આપકે પીછે આતા હું. મગર મયંને કહા ન કે આહીસ્તા બોલો, નહીં તો વ્હો અકલકા બારદાન શેઠજીકે પાસ સબ તીલીગરામ પહુંચાયગા, ઔર અપને દુશમનોકા મુંહ કાલા હો જાયગા. મિસ કોહેનુર, જહાં આપ વહાં મયં. (સામને જોઇ) મગર ખામોશ ! શેઠજી આ રહે હયં. અબ અનજાની અમ્માં બનકર ચુપકી ખડી રહેના. ચલ આ, મયેં તુઝે નઇ પલેકા સબક યાદ કરાતા હું.

[ઉપલી વાતચીત કાલીચંદ્ર ધ્યાનથી સમજે છે, અને જાણુતો નહીં હોય તેમ પોતે લખ્યા કરે છે. કાદિરબેગ મેહરવાનજીને આવતા જોઇને કોહેનુરને પાઠ બોલાવે છે]

કાદિરબેગ—ફરેબે હુસ્નસે, ગબ્રો મુસલમાંકા ચલન બિગરા,
ખુદાકી યાદ ભુલા, સયરે બુતસે બરહમન બિગરા.

કોહેનુર—ફરેબે હુસ્નસે, ગબ્રો મુસલમાંકા ચલન બિગરા,
ખુદાકી યાદ ભુલા, સયરે બુતસે બરહમન બિગરા.

[કાલીચંદ્ર લખતા હોય તેમ બોલે છે.]

કાલીચંદ્ર—(ખુદસે) મિલા તકદીરસે બેમિસ્લ હીરા, કોહેનુર ઇસકો,
ઉસે લે ભાગનેકો ઇસ ભિકારીકા ચલન બિગરા.

કાદિરબેગ—કબાયે ગુલ અગર ફારા, તો વ્હો ગુલપયરહન બિગરા,
બન આઈ કુછ ન ગુન્ચેસે, જો વ્હો ગુન્ચાદહન બિગરા.

કોહેનુર—કબાયે ગુલ અગર ફારા, તો વ્હો ગુલપયરહન બિગરા,
બન આઇ કુછ ન ગુન્ચેસે, જો વ્હો ગુન્ચાદહન બિગરા.

કાલીચંદ્ર—(સ્વગટ) તેરી તકદીરને તેરી સમઝસે ઠોકરેં ખાઈ;
ચલા જબ જાનવરકી ચાલ; તો ઇન્સાફકા ચલન બિગડા.
[ મેહલુ દાખલ થાય છે.]

મેહલુ—કેમ મુનશીજી, છેલ્લો સીન પુરો કીધો કે?

કાલીચંદ્ર—(સ્વગત) આપકે આખરી અનજામકે સીનકાહી મસાલા હો રહા હય. (જાહિર) શેઠજી, આય માહરૂં નવું ગાયણુ જોડ્યુંચ તે જરા જોઇ જાવ સાહેબ.

કાદિરબેગ— નહીં હુજૂર, યહાં તશરીફ લાકે ઇસ પીલેકા અનજામ સુનીયે.

કાલીચંદ્ર—અજી મુનશી સાહેબ, આપકે પીલેકા અનજામકા સરઅનંજામ ઇસ વકત મોકુફ રખિયે. મેરે ઇસ ગાનેસે આપકી પલેકે અનજામકા નતીજા બ ખુબી જાહિર હો જાયગા. વ્હે ગાના કયા હય હુજૂર, વ્હે તો એક ટોપી હય; જિસકે સરપર બયઠે વ્હો પહેન લે.

મેહલુ—ઉબા રેહો કાલીચંદ્ર, તમારૂં ગાયન જોવાની, હમનાં કંઇ જરૂર નથી; પણુ મુનશી કાદિરબેગની પ્લેના આખરી સીનમાં જે નાહસ ભાગ થાએચ, તે મને પહેલાં વાંચવા દેઓ.

કાલીચંદ્ર—અરે શેઠજી, માહરૂં આએ ગાયણુબી નાહસભાગ પરજ રચેલું છે. કદાચ એજ ગાયણુ મુનશી કાદિરબેગના પલોતમાં આબાદ લાગુ પડશે. કયું મુનશીજી, કયસી કહી?

કાદિરબેગ—અરે આપકી કૈસી વૈસીકી એસી તેસી! શેઠજી, માહરી પ્લેની અંદર બીજા કોઇ મુનશીનું ગાયણુ હું દાખલ કરવા દેવસ નહી.

મેહલુ—એ તમો બેહુ જનાની પંચાત છે સું, તે કંઈ સમજ પડે? લાઓ મુનશીજી, જોઉં તમારૂં ગાયણુ કહાં છે?

(મુનશીજી કાલીચંદ્ર એક કાગજ આપેછે તે જોઈને) ઓહો એતો મારી પસંદ કીધેલી તર્જપરજ જોરેલું છે.

**કાફી—ઠુમરી.**

**મેહલુ**—ગારી તૈયાર, હાજિર અસવાર, હય એરા બીલકુલ પાર.
હય અચ્છી ખાસી સારી ચલનેકી તૈયારી.-ગારી.

**કાલીચંદ્ર**—અંધા સબ સંસારકો, અંધા જાને, અંધા માને,

**કાદિરબેગ**—જિસકો કમલેકી બીમારી, ઉસકો પીલા દરદીવાર.

**કોહેનુર**—પાક રહે, બેબાક રહે, સો ચાક ન હો, ગમનાક ન હો,
જબ ખાક ન હો, ખાશાક ન હો, તો સાફ જગહ નાપાક નહો.

**કાલીચંદ્ર**—અંધા હર જાંદારકો, અંધા સમજે.અંધા જાને,

**કાદિરબેગ**—પીલી આંખેવાલેકો, હય પીલા પીલા આલમ ચાર—ગારી.

[કાલીચંદ્ર, મેહરવાનજીને ઇશારો કરી બાજુ લઇ જાએછે.]

**કાલીચંદ્ર**—સાંભલો શેઠ, આએ કોહેનુરને કેટલી મુસ્કેલીથી શીખવીને હુસ્યાર કીધીચ, અને એની પાછલ શેંકડો રૂપ્યા તમે ખરચ્યાચ, પણ એ કંઇ તમારે તાં રહે તેમ મને લાગતું નથી, અને પેલો તમારો જુન્નો મુનશી પણ એની સાથે સામીલ છે.

**મેહલુ**—કાલીચંદ્ર, તમે એમ સાપરથી બોલોચ? કોહેનુરે તો માહરી પાસે ૫૦૦) રૂપ્યા એના પગારને પેટે એડવાન્સ લીધાચ. આહા! આ વખતે મને મીસતર ખુરશેદજી બાલીવાલા જેવા ગ્રહસ્તની યાદ આવેચ કે તેવન શેઠ એવા બેઈમાનીનાં પવનનાં સપાટામાંથી બચી શકયા નથી, તો હું સું બીસાદમાં. તેવન બીચારા, ખાલી તોબરા જેવાં ડોબરાંઓને સંવરી, તેવોને નાટકતખતાને લાયક બનાવેચ, હજારો રૂપ્યાનો ભોગ આપી, એકાદી સુન્દર સનીવારની રાતનાં, તેને પ્રજા હજુર રજુ કરેચ; તેવો ઉપર તાલીનાં વરસાદ વરસેચ, વન્સ મોરનાં ધુબ્બારા થાએચ અને પછી જોઇ લેવો તેવોનાં નાંખનું ટીચકું! પણ ફકર નહી, હું કંઇ બાલીવાલો નથી, તેથી કોહેનુરને બરાબર રસતે ઉતારૂં તોજ ખરો, પણ એ વાતમાં સચ્ચાઇ.કેટલે દરજ્જે છે, તે તપાસવું જોઇએ.

**કાલીચંદ્ર**—શેઠ, હવે વધુ ખુલાસો પછી થશે; પણ હું એટલુંજ કેહુંચ કે તમે ચાંપતી દેખરેખ એની પર રાખજો.

કાદિરબેગ—ક્યું જનાંબ, અબ મેરી સુનિયેગા યા નહીં ? મેં જાનતા હું કે મુનશી કાલીચંદકા ગાના આપકો બહોતહી પસંદ આયા હોગા.

કાલીચંદ્ર—બંદગી. મુનશી સાહેબ, આદાબ અર્જ કરતા હૂં. અજી જનાબે આલી. સુનીયે. શેઠજીકો મેરા લીખા પસંદ આયા યા ન આયા. આપકા જી ક્યું મુરઝાયા ? સુનીયે, આલમ ઇમતેહાનકા બાજાર હય. કોઇ દિન્નાર હય, કોઇ બિહિશ્તકા સરદાર હય. મર્દ ઓર મુર્દમેં થોડાસા ફર્ક હય. કીસીકા બેડા પાર હય; કોઇ લાઅનતકે દરીયામેં ગીરફ્તાર હય. મેરા ફર્જ થા કે નમકકા પાસ કરૂં, શેઠજીકા ખિદમત ગુજાર હો રહું ! ઓર અફલાક, બદોંકે મુઆફિક અપને વાસ્તે સાફ રાહ બનાઉં. ખુદાવીંદકે કામમેં અપની હથેલી પર જાન હય, શેઠજીકા ભલા હો તો હમારા સર કુરબાન હય. બહાદુરોંકે બાગકા મેવા ખન્જર ઓર પયકાન હય; ઔર ફૂલ ઉસકા તેગ તબર ઔર સિનાન હય. મર્દ વોહી હય જો આકાપર નિસાર હો; જર્બકો ફૂલ સમઝે, જખ્મ ગલેકા હાર હો.

કાદિરબેગ—મુનશીજી, આપને ખૂબ તરાશ દીયા અપની અકલકા બારદાન. ખયર ! ખુદા આપકા જગા દે. મગર યેહ સુનીયે હુજુર, જરા ગૌરેસે સુનિયે, કે જાલિમકી ઉમ્ર કોતા હય, ઓર ચુંગળખોરોંકા મુંહ છોટા હય. ક્યા આપ રહે નહી જાનતે, કે ઇકબાલકા કબૂતર રોજ નયા કોઠા ઝાંકતા હય? આપકી ઈસ મુનશીગરીકી હુકૂમતકા ક્યા ભરોસા હય? જો આજ શાહ હય; બ્હો કલ ગદા હય. આજ સીના સંગ હય, તો કલ ગોરે તંગ હય. દાતાકી મુશકિલ કભી નહીં અટકતી હય, સખીકી નાવ પહારપર ચહડતી હય. જબ બહેરે મુસીબત લહેર દિખાતી હય, સિતમગારકી કીસ્તી ખુશકીમેં ડૂબ જાતી હય.

કાલીચંદ્ર—વાહ યાર વાહ ! પતેકી કહે રહે હો. જબ હમ ગ્વાલ્યારસે આ ધમકે, તબ આપ ચમકે.

કાદિરબેગ—(ગુસ્સામાં) હાં હાં ! જબસે તુ આયા બહેકતા ચલા આયા.

કાલીચંદ્ર—જહાં રાસ્તા પાયા; વહીં દૌરાયા.

**કાદિરબેગ**—મુઝે બાતેં સુનાવ ઇતની તુમારી મજાલ હય?

**કાલીચંદ**—આપ સાહેબે ઇકબાલ હો, કભી નહીંજ વાસ હય, ઔર મયંતો એક નાચીજ હું, અદના મુનશી હું.

**મેહલુ**—ખામોશ, મુનશીજી કાદિરબેગ ! કાલીચંદ, શું થયું ? કેટલા તેજ થઈ ગીયા? ખામોશી અખત્યાર કરો. ખરૂં સું છે, અને ખોટું સું છે, તે આપોઆપ માલમ પડશે.

**કોહેનુર**—મેહરવાનજી શેઠ, જરા હું જાઉંચ. આજે માહરાથી રીએસલમાં આવવાને બનશે નહી.

**મેહલુ**—કાંએ નહીં બનસે ? પણ તું રોજને રોજ જાયચ કહાં?

**કોહેનુર**—શેઠજી, મેં તમોને કહ્યુંની કે હું પેલા રૂસતમજી બેરીસ્તરની ઓફીસમાં જાઉંચ.

**મેહલુ**—બેરીસ્તરની ઓફીસમાં ? અને તેબી વરી રોજને રોજ ? એક બેરીસ્ટરની ઓફીસમાં એક એકટ્રેસનું સું કામ ?

**કોહેનુર**—જુવોની જી, માહરી દાદીનું ઘેર ઉતું તે ઘેર તેવણે એક વાણ્યાને વેચ્યું; અને વાણ્યા પાસે માહરા ભાઇએ ખરીદયું. હવે તે વાણ્યો પાછો પોતાનો દાવો કરેચ. એ બધ્ધા ઘોંટાલાને સારૂ તેવણની સલાહ લેવા તેવણની ઓફીસમાં જાઉંચ.

**મેહલુ**--હં! એમ છે. કોહેનુર, હું તુંને ખરૂં કેહુંચ કે મને તો આય બધું શક ભરેલું લાગેચ. વારૂ ચાલ જોઉ હું તાહરી સાથે ઓફીસમાં આઉંચ.

**કોહેનુર**—હં! સુંજી? નહીજી. તમે આવીને સું કરસો ? તેવણ ચીરડાય. બેરીસ્ટરોનો તો એવો કાયદો છે કે, એક જનના કેસની વાત બીજાની આગલ કદી કરે નહીં.

**મેહલુ**—ઠીક છે, માહરે કેસ સમજવાની કંઇજ જરૂર નથી. તેં જે આય માહરી આગળ ખુલાસો કીધોચ, તે પરથી હું તાહરો કેસ બરાબર સમજી ચુકોચ, ને હું માહરૂં ભવીશબી વરતી ચુકોચ, માટે ચાલ ગારી તૈયાર છે. માહરી સાથે પાછી આવજે.

**કાલીચંદ**—(મેહલુને અલગ) શેઠજી, તમે જરૂર સાથે જજો. આએ કંઈ જબરો ફરેબ તમારી સામે રચાએચ! યાદ રાખજો શેઠ, કે "લરકીકે પાંવ પાલનેમેંસે પહચાને જાતે હયં."

**કાદિરબેગ**—(કોહેનુરને સ્વગત) આપ જાઇએ, ડરતી કયું હો? વ્હાં જાકે ઇનકો બાહર બીઠાઇએ, ફીર ખુદ બ ખુદ બેજાર હોકે ચલે જાએંગે.

**કોહેનુર**—અચ્છા, તો મયં જાતી હું, આપભી ફોરન આઇયે.

**મેહલુ**—મુનશીજી, હું આજથી તમારો પગાર વધારૂંચ કે આવા એક પતાલ પાણી ચલાવી ને મોરી કોરડી રાખનાર કોરગાથી સાવચેત રેહવા તમે મને ચેતાવ્યુંચ.

**કાલીચંદ્ર**—શેઠ, તમે બેશીકર રહો. એ જહાં જાયે તાં એની પાછલ પાછલ જવસ, ને એ શું કરેચ તેની બાતમી મેળવસ. શેઠજી, "સચ્ચેકો સાંઇકી દરબારમેં સરપાવ, ઔર જુઠેકો જુતીયાં. સાંઇકો સચ્ચા પ્યારા, જુઠેકા માલીક ન્યારા. સચ્ચેકી બોલબાલા ઔર જુઠેકા મુંહ કાલા."

**મેહલુ**—ચાલ કોહેનુર, આવતું હોય તો વખત ના ખોઇ. તારો કયો બેરીસ્ટર છે; જોઉં તો ખરો.

**કોહેનુર**—હાજી, ચાલોજી. [ મેહલુ અને કોહેનુર જાએ છે, પાછલથી કાલીચંદ્ર રવાના થાય છે. ]

**કાદિરબેગ**—લીજીયે, પત્તા ખડકા ઔર બ્હે બંદા ભડકા. અબ રૂસતમ શેઠને ખંજર ઔર તુફંગચા લાને કહા થા, વોહ લેકર વહાં પોંહચ જાઉં, ઔર જો કુછ બાકી લીખના હય વોહ સબ ખતમ કરદૂં.

## પીલુ—ઠુમરી.

**કાદિરબેગ**—

પાયે પાયે પાયે અન ધન સારા, બેઇમાન સદા હો સુખિયારા.
ચખેંગા હમેશા હલવા માંડા,
ખાયગા મલાઇ; જો દિખાયગા સફાઇ,
સો બનાયગા બધાઇ, મિલે કનચમ માન-પાયે.

# અંક પહેલો—દેખાવ ત્રીજો.

---

## ઓફીસનો ઓરડો.

---

[જમણા ખુણામાં મોટી ક્બાટ છે. જમની અને ડાહબી બાજુએ સ્પ્રીંગનાં દરવાજા છે વચમાં પ્રેક-ટીકલ લીફ્ટ. લખવાની ટેબલ, તેપર ખુરસી અને લખવાનો સામન અને એક સાઇડ ટેલીફોન છે. એક ખુરસીપર બેરીસ્ટરનો જભ્ભો અને ટોપી પડેલી છે, ગનપતરાવ દાખલ થાએ છે.]

**ગનપતરાવ**--અતાં કરાવા કાય ; યાનચા કુથેતરી ઠીકાણા નાહીં. આપલાલા કાહે? જસા કરતીલ, તસા ભરતીલ. હા પહેલા તારીખ પાસુન ત્યાનલા નોટીસ દેઉન બોયકોટ કરુન ટાકું, આની મંગ સંધી ઇંગ્લીશ મેટીરયલલા બોયકોટ કરુન ટાકું. એક ઘાવ તીન દોન તુકરે. આઇ એમ ઇન ફેવર ઓફ બોયકોટ. બાઇ ગોડ, આઇ વીલ બોયકોટ એવરી થીંગ ! ઇવન આઇ વીલ બોયકોત ધેત સ્ટુપીડ સ્ટેનડરડ ટાઇમ. (ટેલીફોનની ગંટી વાગેચ તે સાંભળે છે) ઇયાનચા સત્યાનાસ હો ટેલીફોનચા, હા તરી વાહીટ એનચા ઇનવેનશન હાએ ! (પાછી ઘંટી વાગેછે) વેટ વેટ, આઇ એમ કમીંગ, કમીંગ. પરતું મી તુમાલા બોયકોટ કરેલ. બાઇ ગોડ, આઇ વીલ બોયકોટ એવરી-થીંગ. ઇવન આઇ વીલ બોયકોટ ધેત સ્ટુપીડ સ્ટેનડરડ ટાઇમ. (ટેલીફોનની આગલ જઇને ભુંગલું કાનમાં મુકે છે) સ્પીક સ્લોલી, સ્પીક સ્લોલી. સું હું અહીયાં છેઉં? તમે આંધલા છેઓ જોતા નથી કે હું કાં છેઉં તે? સું હું ગધેડો છેઉં? અરે તું છે કોણ? સું હું કોણ છેઉં? વરી જોતો નથી કે આઇ એમ મી૦ ગનપતરાવ પટપટે માઇ સેલ્ફ. માઇ માસ્તર, તમુંને શું ખબર નથી કે હું કયારનો તેવનનેજ સોધુંચ? શું શેઠને કેહવો કે ભીખ મોકલું? અરે તું કોણને ભીખ આપેચ? ભીખ નહીં, વીગ વીગ. ઓ આઇ એમ કવાઇટ સીક સીક. શું માહરા શેઠ રૂસતમજીનો હથ્યાર જરેલો કોટ તઇયાર છે? સું તે હઇઆં મોકસે? ને હું લેઉં? નહીં નહીં ડોન્ટ સેન્ડ, ડોન્ટ સેન્ટ. ઓ આઇ કેન સી,

આઇ કેન સી, આ ડાયાબોલીક એન્ડ, નાઉ બાઇ ગોડ ! ધીસ ઇઝ ધી ફરસ્ટ ઓપરેશન આઇ વીલ બોયકોટ ધીસ ટેલીફોન ફ્રોમ ધીસ ડે. બોયકોટ નંબર વન. (ટેલીફોનની ઘંટી વાગે છે) કીપ કવાએટ ! ડન અપ. ડોન્ટ યુ નો આઇ હેવ ઓલરેડી બોયકોટ યુ ? આઇ કાન્ટ ચેન્જ માઇ સેનટન્સ, આઇ કાન્ટ. બાઇ ગોડ આઇ વીલ બોયકોટ એવરીથીંગ, એન્ડ ઓલ્સો આઇ વીલ બોયકોટ ધેટ સ્ટુપીડ સ્ટેનડરડ ટાઇમ. [રૂસતમ દાખલ થાએ છે અને ગનપતરાવના હાથની છાપટ છાતીમાં વાગવાથી ચોંકે છે.]

રૂસ્તમ—(છાતી દાબીને) ઓ બાઇ ગોડ! ગનપતરાવ, આર યુ બ્લાઇન્ડ ?

ગનપતરાવ—નેવર માઇન્ડ સર. વેધર આઇ એમ બ્લાઇન્ડ ઓર ડેફ. બાઇ ગોડ, આઇ વીલ બોય કોટ એવરીથીંગ. યુ નો સર? આઇ હેવ ઓલ રેડી બોયકોટ ધેટ ટેલીફોન. બાઇ ગોડ ! આઇ વીલ બોયકોટ એવરીથીંગ.

રૂસતમ—મી૦ પટપટે, એ સું પટપટારો માડયોચ ? બોયકોટ બોયકોટ સું બકી રહ્યાચ ? એવા બોયકોટના ધખારાથી તમારૂં ભેજું ખીસી જસે. સ્વદેસી હુનર ઉદ્યોગને ખીલવવો તે એક બીજો સવાલ છે, પણ બોયકોટના બરબરાતથી તમારા બરડાનું ચામરૂં ઉતરી જસે, ને તમારા માંથાના બાલ ઉખડી જસે, તોબી તમારા જેવાઓ દેશનું દલદર ફીટાડી શકસો નહીં. યુ મસ્ટ નો ધેત ધી વીલ ઓફ ધી રૂલર ઇઝ વેટી. તમારૂં ભેજું ખરેજ ખીસી ગીયુંચ.

ગનપતરાવ—અરે નહી રે સાહેબ, માહરૂં ભેજું તો બરાબર છે. પણ તે તમારૂં ભેજું ઠેકાણે છે કે ? કારણ આજે કેટલા કેટલા દીવસો થયા તમે બેધ્યાન જેવા ફરીયા કરોચ. આઇ ગોટ વન મરડર કેસ ફોર યુ.

રૂસતમ—(હસીને) ગનપતરાવ, હાલ તુરત માહરે કોઇ પણ કેસ હાથ ધરવો નથી. થોરા વખતમાં હુંજ એક ખુન કરવાનો છેઉ.

ગનપતરાવ—(સ્વગત) હં ! પાહેલા. હા કોનાચા મરડર કસચા હાયે. હાત ત્યાનચી ! આતા ધર ત્યાનલા, સોરૂ નકો. આતાચ

તો સાપરેલ. ફ્રસ્ટ આઈ વીલ કેચ હીમ, એન્ડ ધેન બાઈ ગોડ આઈ વીલ બોયકોટ એવરી થીંગ!

**રૂસતમ**—મી. ગનપતરાવ. માહરાં કંઇ લેટરો આયાંચ કે ?

**ગનપતરાવ**—યસ સર, પેલા વેટની નીચે મુકેલા છે.

**રૂસતમ**—(કાગળ ઉખેડીને) ચાલો સારૂં થયું. ક્રેસોબી વખતસર વાંદરે જઇ પુગસે. (બીજુ કાગલ ઉખેડીને) ચાલો વીગ તથા દાહાડી મુછો પણ મોકલી ચુકાય. આઇ સે મીસતર પટપટે?

**ગનપતરાવ**—યસ સર. (સ્વગત) આતાં પાહા કે હા પટપટે કસી કસી કરને તુમચી ખટપટે.

**રૂસતમ**—મી૦ ગનપતરાવ, તમે પેલાં ખંજરો વીસે ખબર કાહરી કે ?

**ગનપતરાવ**—આઇ બેગ યોર પારદન સર. મી તુમચા કલાર્ક હાય, આઇ એમ નોટ આ બુચર. એન્ડ ધેરસ વાહે આઇ કાન્ટ ઓબે યોર બ્લડશેડ ઓરડર.

**રૂસતમ**—ગનપતરાવ. તમારી ફ્રેંડાર કેમ બેકબેક થાયચ નેવર માઇન્ડ, તે કોઇ લઇ આવસે તેને તમે લઇ રાખજો.

**ગનપતરાવ**—નોનો, નોનો, સર ! આઇ વીલ બોયકોટ યોર ખંજર એન્ડ રીવોલવર. બાઇ ગોડ આઇ વીલ બોયકોટ એવરી થીંગ, એન્ડ ઓલસો આઇ વીલ બોયકોટ ધેન સ્ટુપીડ સ્ટેનડરડ ટાઇમ.

**રૂસતમ**—ગો અવે; ડોન્ટ ટોક રબીશ.

**ગનપતરાવ**—(સ્વગત) વરી એનાં દીલમાં ભરાયો ખબીશ. ઓ નો, નો નો આઇ મસ્ત કેચ હીમ; ત્યાલા સાપરાયલાજ પાહેજે.

**રૂસતમ**—(ટેબલના ખાનામાંથી કાગલોનું બંડલ કાહડીને) આએ માહરા લખેલા નાટકથી યાતો માહરા નસીબનું ચકકર ઉંચી ટોંચે જશે, અથવા તો તે ચકકર મને અતી નામોસી ભરેલા ચકરાવામાં કચડી નાંખશે. એ નાટક શોખીન આલમને હેરતમાં નાખશે, અને આએ જમાનાનાં પ્રખ્યાત નાટક લખનાર તરીકે મને મુબારકબાદી આપશે. મને એક વીદવાનમાં ખપાવશે, અથવા તો નાસીપાસ થએલા બ્રીફલેસ બેરીસ્ટર તરીકે મને માહરૂં

મોનું છુપાવવું પડશે. ( એકાએક એક કાગલપર નજર પડે છે) અલો ! આએતો પેલા માહરા ચીફ ટ્રેજીક એક્ટર બેહલુ બરગસ્તે તરફનું છે. (ઉખેડીને વાંચે છે. )

" મેહરબાન શેઠ રૂસતમજી, લખવાને ઘણોજ દલગીર છેઉં કે ગઇ કાલે સાંઝે હું મારા મીત્રો સાથે ગુરૂપડેવ તારી પીવા ગયો હતો. ત્યાંથી પાછો ફરતાં મને એક મોટરકારનો જબરો અકસ્માત નરીયો. હું તેનાં આંચકાથી પરી ગયો, અને માહરાં ભેજાંપરથી મોટરકારનું ચકકર ફરી ગીયું. મને તુરતજ તાંથી સર જમસેદજીની ઓસપીટલમાં રીમુવ કરવામાં આવ્યો. મારી મરતી વખતની જબાની મીસ્ટર કરસનદાસ મેજીસ્ટ્રેટ લખી ગીયાચ. માહરાં સગાં વાહલાંઓએ મને લઇ જવા, ને ગ્યાંન મંગાવવા નસાખાણામાં માણસો દોરાવ્યાંચ; તે છતાં માહરી ફરજ અદા કરવા હરૂંસે તમારી પર આએ કાગલ લખ્યુંચ કે તમારા નવા નાટકમાં હું માહરો પાર્ટ કરી શકસ નહીં.

લખતન—તમારો તાબેદાર સેવક, બેરામશા બરગસ્તે.

**તાજે કલમ:**—આએ કાગળ લખી રહયા પછી હું સદનનર બેસુધ થઇ ગએલો છેઉં. "

ક્રોડ ! ઓલ ક્રોડ ! નાટકવાલાઓની મુશકેલીનો આએ પહેલો ફટકો મને લાગો. અરે મુવો એ બેહલુ બરગસ્તે ! એના માટે બધા મને કેહતાતા કે છેલ્લી ઘરીએ તમુને સુલીએ ચહરાવસે, ને તેમજ થયું. (વીચાર કરીને) આઇ એમ કવાઇટ પઝલ્ડ. હવે સું કરૂં ! આએ રીતે તો માહરી બધી આસાઓ ભંગ થશે. વાંદરા જેવા એક ખીચોખીચ વસાએલા કસબામાં નાટક કરવાની મારી પહેલી કોશેસ છે, પણ અફસોસ કે તે માહરી કોશેસમાં હું નીશફલ થવસ. (વીચારીને) પણ સબર, આજે સહવારે ઉપર ટપકેથી જામેપર નજર કરતાં માહરા વાંચવામાં એક ફકરો આયોચ તે તો જરા જોઉં. મીસ્તર ગનપતરાવ, વેહર ઇઝ જામે ?

**ગણપતરાવ**—યસ સર. (કબટપરથી જામનું ખાલી તીન લાવે છે.) લેઓ સાહેબ, ઇટ ઇઝ કવાઇટ એમટી.

**રૂસતમ**—(બે ધ્યાનપણામાં જોયા વગર) જામે કોઈ દાહડે એમટી હોયજ નહીં. કમ ઓન ગીવ મી. (ગનપતરાવ, રૂસતમના

હાથમાં ખાલી તીન આપે છે) એ આએ સું આપ્યું ગનપતરાવ ? હું તમારાથી ઘણોજ કંટાલી ગીયોચ. ગેટ આઉટ ઓફ ધીસ રૂમ !

**ગનપતરાવ**—સર, ડોન્ટ ઓબજેક્ટ મી. (સ્વગત) ફ્રસ્ટ આઇ વીલ કેચ હીમ, એન્ડ ધેન આઇ વીલ ઓબજેક્ટ હીમ.

[રૂસ્તમ ટેબલ પરની ચીજો ખોલેછે.]

**રૂસતમ**—કનફાઉન્ડ ઇટ. વ્હેર ઇઝ જામે ? ગનપતરાવ. વ્હેર ઇઝ જામે જમશેદ !

**ગનપતરાવ**—ઓ આઇ સી સર. જામે જમશેદ ! (પોતાના ગજવામાંથી કહાડીને.) લેઓ સાહેબ.

**રૂસતમ**—એ તમે ગજવામાં કાંએ મારયું ?

**ગનપતરાવ**—સાહેબ, તમે વાંચી રહોચ, પછી રોજ માહરે ઘેર લઇ જાઉંચ. બીકોઝ ઇટ ઇઝ ફુલ ઓફ રીડેબલ સબજેક્ટસ. સર, આઇ વીલ ઓબજેક્ટ એવરીથીંગ, બટ આઇ નેવર ઓબજેક્ટ જામે જમશેદ ?

**રૂસતમ**—નાઉ ગનપતરાવ, કમોન. જલ્દી લાઓ. (ગનપતરાવ ન્યુસ આપેચ તે લઇને કંઇ આરટીકલ સોધેચ) હા ! હીઅર ઇટ ઇઝ. [વાંચે છે]

## ઓસ્ટ્રેલીઆથી આવેલો એક પારસી એકટર.

હમારા સાંભળવામાં આવ્યુંચ કે થોડા દીવસ થયા મીસ્તર જમ શેદજી નામના એક ગ્રહસ્થે આવીને અતરેના ઇંગ્લીશ હોટેલમાં ઉતારો લીધો છે, અને હમારા સાંભળવા પ્રમાણે તે એક અચ્છો એકટર છે. (સ્વગત) કદાચ એ ગ્રહસ્થ માહરી મુશ્કેલી ટાળશે. ચાલ મારતી ગારીએ ઇંગલીશ હોટેલમાં જાઉં. (ગનપતરાવને) મીસતર પટપટે, હું ઘણુંજ અગતનાં કામસર જરા બાહર જાઉંચ. મને કોઇ બાઇ મલવા આવે તો તેને હૈયાં બેસારજો, જવા ના દેતા. (પાઘડી ભુલી જવાથી પાછો આવે છે.) અરરર! માહરી પાગરી કાં છે?

**ગનપતરાવ**—અરે શેઠ, આઇ બેગ યોર પારદન, પણ આજ કેટલા કેટલા દીવસો થયા તમારૂં માથુંજ કાં છે કે તમે તે પર પાગરી મુકો ! [ભુલમા પાગડીને બદલે છતરી ઉંચકે છે]

**રૂસતમ**—યુ માઇન્ડ યોર બીઝનેસ ગનપતરાવ. (ભુલ માલમ પડવાથી) અરરર, એ હું શું ગોટાલો કરૂંચ! [પાછો પાઘડીને બદલે કાથરો ઉંચકીને ચાલવા માંડે છે.]

**ગનપતરાવ**—મીસતર રૂસતમજી શેઠ,-

**રૂસતમ**—આઈ કાન્ટ સ્ટોપ નાઉ, ડોન્ટ ટ્રબલ.

**ગનપતરાવ**—અરે નો ટ્રબલ સર, નો ટ્રબલ,બટ ટરબન.

**રૂસતમ**—અરે હા, ખરેખર હું ભુલી ગીયો.

[ કાથરો મુકીને પાગડી લઇને જાય છે ]

**ગનપતરાવ**—વોટ ડઝ ઓલ ધીસ મીન? કેટલા દીવસ થયા ઇકરે કાહે તરી ઘોટાળા ચાલતે. આ નંબર ઓફ મીસતીરયસ કલાયન્ટસ ઇકરે એતો તેને લઇ હા દરવાજા શટ અપ કરૂંન કંઇ બુમ બરાડા મારેચ, તેથી એક ગંભીર ધારા શાસ્ત્રીની ઓફીસનાં કરતાં ટાઉન કૌનસીલના હોલ જેવું વધારે લાગેચ. પરંતુ હા મીસતીરયસ એલ્યુઝનચી કાહી સમજ નાહીં પડતે. એ લોક કલોરોફોર્મ અને નાઇટ્રોગ્લીસરાઇન અને કોઇને ફુંખારી નાંખવા માટે જે વાતચીત કરેચ, તેઆ વીસે કાહી તરી સમજ પડત નાંહી. હા! હોરીબલ! હોરીબલ! હવે જઇને બધી વાત મીસતર પેહરામસા દીટેકટીવને કેઉં, મનજે હા કોન્સપીરેસીચા પલોટ પ્રગટ હોઉંન જાએલ. ફર્સ્ટ આઇ વીલ કેચ હીમ, મંગ તેચાનલા પોયકોટ હીમ, એન્ડ ધેન બાઈ ગોડ આઇ વીલ પોયકોટ એવરી થીંગ. [મીસ કોહેનુર અને મેહલુ ટારગેટ દાખલ થાએછે]

**ગનપતરાવ**—(કોહેનુરને જોઇને) ઓહો વેરી બ્યુટીફુલ બરડી.

**કોહેનુર**—રૂસતમજી ઓફીસમાં છે કે?

**ગનપતરાવ**—નો મેડમ. ઘણા અગતના કામસર એવણ બાહર ગીયાચ.

**મેહલુ**—સો મચ્ચ ધ બેટર. જારે એવન ઓફીસમાં નથી, ત્યારે કોહેનુર, મારૂં માનને તું પાછી ચાલ, પછી બાજી વખતે આવસું. મીસ્તર તમારૂં નામ શું?

**ગનપતરાવ**—માઈ નેમ ગનપતરાવ પટપટે. સુપરફલુઅસ કલાર્ક ઓફ મીસ્તર:—

**મેહલુ**—વારં મીસ્તર સુપરફ્લુઅસ પટપટે, તમો લાંબો પટપટારો ના કરોજ. તમારા શેઠ આવે તો કેને કે મીસ કોહેનુર પોતાના સગાનાં કેસ વીસે વાત કરવા આવી ગીયાંતાં.

**ગનપતરાવ**—(સ્વગત) હા મનચી કોણ હાય ! માળા વાટતે કે હા મદીચી કાહે ઘોટાળા હાચ્યે. (કોહેનુરને) મીસ કોહેલુ ?

**કોહેનુર**--એ તાત્યા, મોહનું સંભાળીને વાટ કર! કોહેલુ અને કોહેલી કોન ? હોસે કોઈ તારી સગી વાહુરી કોહેલી. માહરૂ નામ તો કોહેનુર.

**ગનપતરાવ**--અરે ધુરે ધુર ને કાંટાની સુર. શેઠ મને કહી ગીયાચ કે, કોઈ બાઈ આવે તો બેસારજો, પણ એમ નથી કહયું કે બાઈની સાથે શેઠ આવે તેને પણ બેસારજો. તેથી શેઠ, યુ મસ્ત બોયકોટ યોર સેલ્ફ. બીકોઝ આઈ વોન્ટ ટુ બોયકોટ એવરીથીંગ, તેથી એવણને અહીંઆ મુકી જાઓ. ડોન્ટ ફીયર, આઈ વીલ ટેક કેર ઓફ યોર કોહેલું.

**મેહલુ**--એ તાત્યા, પાધરી પાધરી વાત કર, નહીં તો આપ્યે પાગરીનાં આંટા ગરામાં આવસે.

**ગનતપરાવ**—કીપ કવાએટ એ પારસી! બોયકોટ એટવન્સ ફ્રોમ હીયર, બોયકોટ!

**મેહલુ**--બોયકોટ ? અરે બરરા કોટ તો એવું પરસે કે આંખમાંથી અંગારજ પરસે. કોહેનુર, માહરૂં માન ને અહીંથી જલ્દી ચાલ. આઇ કાન્ટ સ્ટેન્ડ ધીસ એબોમીનેબલ નોનસન્સ ! આઈ કાન્ટ સ્ટેન્ડ !

**ગનપતરાવ**—ઈફ યુ કાન્ટ સ્ટેન્ડ, ધેન વોક આઉટ, પણ મીસ કોહેલું, તમે તો અહીંજ બેસજો, આઈ વીલ ટેક વેરી વેરી ગ્રેટ કેર ઓફ યુ.

**મેહલુ**—નાઉ લુક હીઅર તાત્યા! આઈ વીલ બ્રેક યોર બોન્સ ! તું કોણ એની કેર લેનાર ?

**ગનપતરાવ**--અરે માહરાં હારકાં ભાંજતાં ભાંજતાં તાહરા હારકાં નહીં ભાંગી જાએ! તુમી કસાલા એ ઇથાહુનીલા ઈકિરે આનલી. (સ્વગત) માળા વાટતે કે ઇચાની જીવતી બાયકો

વરતી હા દુસરી કેલી હાએ. ઓ યસ. બાઈ ગોડ આઈ થીંગ, હા કાહે બીગ બીગેબીચા ગોટાળા હાય !

**કોહેનુર**—હવે બીજી બધી પંચાત છોરો મેહરવાનજી ને તમે તમારે બાહર ગારીમાં જઈને બેસો. હું રૂસનમજી આવે ને તેવણ સાથે વાત કરીને ઓલ આવી.

**મેહલુ**—કોહેનુર, મને આએ બધી તોમફુલરીથી સાફ માલમ પડેચ કે અહીંયા કાંઈબી ગોંટાળો છે. અને જાંછ તાં કંઇ પ્રપંચ તું રમેચ. પણ યાદ રાખજે, કે મારા હજારો રૂપ્યા હું બરબાદ કરી ચુકોચ, અને જો તેં માહરી સાથે સેહજબી લુચ્ચાઇ રમવાની વેતરણ કીધીચ, તો એમજ જાનજે કે પોલીસ કોર્ટમાં હું તુંને નહીં ઘસરૂં તો માહરૂં નામ મેહલુ ટારગેત નહી. કોર્ટ દરબારનાં કનટાલામાંથી બચવા, કેટલાક નાટક કુંપનીનાં; માલેકો પોતાના મોટા ભોગે પણ, તાહરા જેવાં ઉડતાં પંખેરંઓને જરા દે છે, અને તેથી તમે લોકો પોતાને ફાવી ગએલાં સમજોચ પણ હું તો ખરો, કે તુંને કાએદાની બારીકીનાં એક એવા સપાટામાં સપરાંઉ, અને તેમ કરી એક એવો દાખલો બેસારૂં કે ભવીશમાં તાહરા જેવી ઉછાછળી એકટ્રેસો, એવાં કોઇપણ ઠગાઇ ભરેલાં કાવત્રાં કરતાં અટકે.

**ગનપતરાવ**—(સ્વગત) હા પાહેલા, પોલીસ કોર્ટની કાંઇ ખટપટ છે. આએ પારસીનું નામ મેહલુ તારગેટ છે, તો માહરી નકે શકતીની બંદુકનો બાર એનીપરબી લાગે ખરો. મી આતાજ જાઉન બેહરામજી દીટકટીવલા સાંગતે.

**કોહેનુર**—મારૂં માના મેહરવાનજી, હું તમારી સાથે કદી દગો રમસ નહીં. તમે તમારે નીરાંતે જઇને ગારીમાં બેસો.

**મેહલુ**—હા, આએ વખતે મને પેલા દગાબાર દીલબર નામના નાટકનું ગાયણું યાદ આવેચ, કે દગો કોઇના સગો નથી.

**કહાનડો—ઠુમરી.**

છે બદ બુરો દગો, ના કોઇનો સગો,
જાન માલ પર ફિદા, જે થાય તે પુરા ઠગો—છે.
એ નર તું ડર જરી, ના કર દગો ડરી.
યાદ તું ખુદા કરી, તું થાયથી દર દર જગો—છે.

**કોહેનુર**—અરે પણ તમે શું કરવા નકામાં ચકમંદ થઇ ખફાપો કરોચ! મેહરવાનજી, આએ દુન્યાજ બેરંગી છે. હા દુન્યા! દુન્યા! તું કેટલી દોરંગી ને બેઢંગી છે.

**ભયરવી—ઠુમરી.**

રૂપ દોરંગી દુનિયા ધરે,
કભી હરે, કભી લાલ રંગ તરે,
સદા રંગ નયે રંગી, રંગ હરે ભરે—રૂપ.
રંગા રંગ રંગાવટ લાયે,
લાખ તરંગ કે ઢંગ મચાયે.
ડાલે રંગમેં ભંગ,
નયે રંગ ન્યારે રંગીનીકે બદલા કરે—રૂપ.

**બેહલુ**—વારૂ તારે હું બાહદર ગારીમાં જઇને બેસુંચ; તું જલ્દી આવજે. [મેહરવાનજી જાએ છે.]

**કોહેનુર**—રખેને મુનશી કાદિરબેગ હંઇઆં આવવાનો છે, તે હમણા આવે ને તેની પર મેહરવાનજીની નજર પરે! ને તેમ જો થયું તો કાલનો દુકાલ આજે પડસે. બીચારા મેહરવાનજી છે તો ઘણુંજ ભોલા ને ભલા, પણ કાચ્ચા કાન નથી એવો એકટરો ગેરઇનસાફ કરેચ, કે જેથી પોતાની ભલઇ બધી પાણીમાં નાંખેચ! હું જે અંહીયાં આવીચ તેબી એવનના કાચ્ચા કાનનુંજ પરીણામ છે.

[રૂસ્તમ હાંફતો હાંફતો દાખલ થાએ છે]

**રૂસતમ**—અલો મીસ કોહેનુર, તમે હંઇઆં પોટી થાઓચ કે? આઇ થાઉઝન્ડ એપોલોજીસ ફોર ડીસ્ટર્બીંગ યુ સો લોંગ. વાત એમ છે કે પેલો બેહલુ બરગસ્તે—

**કોહેનુર**—બેહલુ, હા તેનું શું?

**રૂસતમ**—માહરી સાથે ને ઘણીજ ખરાબ રીતે વરત્યોચ. લો આએ કાગલ વાંચ. [કોહેનુરને કાગજ આપેચ, મનમાં વાંચીને]

**કોહેનુર**—આએ તો સદંતર ઠગાઈ છે.

**રૂસતમ**—સરટન્લી ઈટસ આ ફ્રોડ ! હી ઈઝ આ બીગ ફ્રોડ! હી બીહેન્ડ મોસ્ટ શેબીલી !

**કોહેનુર**—તારે રૂસતમજી શેઠ, તે આપરા પ્લેની અંદર પાર્ટ નહીં કરી સકસે કે ? ઓજજા માહરો ઘણો સરસ પાર્ટ તો તેની સાથના દેખાવમાંજ છે.

**રૂસતમ**—તમે બરાબર કહયું મીસ કોહેનુર, અને એક નાટક લખનાર તરીકે માહરે પણ કેહવું જોઈએ કે ગમે તેવો એક ચાલાક ખેલાડી હોય, તો તે પોતાની પુર જમક તારેજ ચમકાવી સકેચ, કે જારે તેની સાથના પાર્ટ કરનારાએ પોતાનો પાર્ટ ભજવવામાં પુરતું તેજ ધરાવી સકતા હોય.

**કોહેનુર**—પણ શું આપરે તેને જેમ તેમ કરીનેબી સમજાવી નહીં સકીયે ? તારે આપરે નાટકજ કેમ કરી સકસું ?

**રૂસતમ**—હું એક બીજા નવા એકટર સાથે ગોઠવન કરી ચુકાચ અને તે ઘણું કરીને આપરી મુશકેલી ટાલસે, તેથી તે આવે તાં સુધી તમે ખોટી થાઓ તો સારૂં.

**કોહેનુર**—હાજી, હું તો ખોટી થવાને અરચણ જોતી નથી. પેલા મેહરવાનજી તારગેટ હંઇ મારી સાથે આવેલા છે.

**રૂસતમ**—શું મેહરવાનજી સાથે આવેલા છે ?

**કોહેનુર**—હાજી, અને તેવણ બાહાર ગારીમાં બેઠાચ, તારે હું કેમ ખોટી થાઉં ? મેં ૫૦૦) રૂપ્યા એવન પાસે લીધાચ અને એગ્રીમેન્ટમાં બે હજાર રૂપ્યાની લીકવીડેટેડ ડેમેજીસ લખેલી છે, તેથી હું તેવનથી ઘણીજ બીહુંચ.

**રૂસતમ**—અરે તેની કંપનીજ લીકવીડેશનમાં જાય એવી હાલતમાં છે. તો તેં લખી આપેલી લીકવીડેટેડ ડેમેજીસ માટે તું સાની બીહેચ ? તેં લીધેલા ૫૦૦) રૂપ્યાતો હું માહરા નાટકની પહેલી રાતેજ આપી દેવસ.

**કોહેનુર**—જી તમે હમણા આપવા કબાતાની ?

**રૂસતમ**—અરે હારે હું તો હમણાજ આપતે, પણ રેસકોર્સપર ગેઇ કાલેજ સ્વીકૃત ઘોરાપર માહરા પાંચ હજાર સ્વીપ

થઈ ગીયા. બટ યુ નેવર માઇન્ડ ધેટ, આઇ એમ આ બેરીસ્ટર, આ લોયર, તેથી તાહરી લીકવીડેટેડ દેમેજીસને માટે તું કંઇબી પરવા નાં કર, આઇલ મેનેજ ધી હોલ અફેરઃ—

[કાવસ દાખલ થઇ દુરથી સવાલ કરે છે.]

**કાવસ**—કેન આઇ કમ ઇન સર?

**રૂસતમ**--યસ, કાવસ વોક ઇન; કાંએ સું છે? (કાવસ રૂસતમ આગલ આવી કાનમાં કંઇ કેહચ-(સ્વગત) વરી એ પીરા કહાંથી આવી! કોઇ દહાડે નહીં ને આજે ઓફીસમાં આવવાનું સું કારણ પરીયું? (કાવસને) કીપ ધેમ આઉટસાઇડ ફોર આ મોમેન્ટ.

**કાવસ**—ઓલ રાઇટ સર. [જાએછે]

**રૂસતમ**—મીસ કોહેનુર, મેહરબાની કરીને થોરો વખત જરા પાસેના રૂમમાં જસો? માહરાં કેટલાંક ધ્રરાકો મને અગતનાં કામસર મલવા આયાંચ.

**કોહેનુર**—આપરા નાટકના ધંધાની વાતચીત વખતે ધરાકોનું આવવું ઘણુંજ કચવાટ ઉતપન કરેચ. રૂસતમજી શેઠ, તમે જે તે એક ધંધો કરો. યાતો તમારો બેરીસ્ટરનો ધંધો ચાલુ રાખો નહીંતો નાટકનો ધંધો કરો. એવી રીતે ચોરી છુપીથી નાટકનો ધંધો થતો હોસે કે?

**રૂસતમ**—અરે હા, એતો બધું ખરૂં; પણ હમણા તો તમે હંઇ અંદરના રૂમમાં જાઓ અને મેહરબાની કરીને તમે અંદર રૂમમાં છેઓ એવી હીલચાલ જનાવતાં નાં. કારણકે માહરાં ધરાકો ધણાજ વેહમી છે. (જમની બાજુના રૂમમાં કોહેનુરને મોકલે છે.) મહેરબાનું અને હોરમજસા હંઇ સું કરવા આયાં હોશે?

[રૂસતમ ઝડપમાં ટેબલ આગલ જઇ એક ચોપડી લઇ બેધ્યાનપણામાં તેને ઉંધી પકડે છે. જે દરવાજેથી હોરમજસા દાખલ થાય છે તે બાજુ રૂસતમ પીઠ કરીને બેસે છે, અને ઘણાંજ-ધ્યાનથી વાંચતો હોય એવો દેખાવ કરે છે. હોરમજસા અને મેહરબાનું દાખલ થાય છે]

**મેહરાં**—જોયું કેની બાવાજી, એવણ કેટલા પોતાનાં કામમાં મસગુલ છે. તમે નકામાં એવણ પર શક રાખોચ.

**હોરમજસા**—અરે હારે હા, કામમાં તો મસગુલ છે, પણ ઓફીસમાંથી ગુલ નથી થયા, તે એક અજાયબી છે.

**રૂસ્તમ**—(સ્વગત) સસરાજીના અવાજનો સનસનાટ માહરા મગજ પરથી પસાર થાયચ ખરો.

**મેહરાં**—જોયું બાવાજી, એવણ પોતાનાં ધંધામાં કેવું ધ્યાન આપેચ, ને વરી અંહીંયાં કેવી સાંન્તી અને ચુપકીદી છે. "હીયર વન સીમ્સ ટુ બ્રેથ ધી વેરી એસેન્સ એન્ડ ધ સ્પીરીટ ઓફ જયુરીસપ્રુડન્સ."

**હોરમજશા**—(નાખ ફફડાવીને) કાયદા શાસ્ત્રના કરતાં તો મને કંઈ બીજી ચીજનો વધારે વાસ આવેચ. "આઇ કેન સ્મેલ સમથીંગ સ્ટ્રોંગર ધેન ધી સ્પીરીટ ઓફ જયુરીસપ્રુડન્સ."

[રૂસ્તમ દારૂની ડીકેન્ડરપર રૂમાલ ઢાંકી તેને છુપાવેચ.]

**મેહરાં**—એવન પોતાના કેસમાં એટલા તો મશગુલ છે કે બ્રીફ ઉંધી રાખીને વાંચેચ તેનું બી એવનને ધ્યાન નથી.

**હોરમજસા**—હા, અને એવીજ રીતના ઇનસાફને ઉંધો વાલનારા આંધલાઓથી નીરદોસોને ગેરઇનસાફ થાયચ.

**મેહરાં**—(રૂસતમ પાસે જઇને) ડીયર રૂસતમ, આય બ્રીફ ને ઉંધી કાંએ વાંચોચ?

**રૂસતમ**—(ચોંકીને) ઓહો તું છે કે વાહાલી! ઓ આઇ બેગ યોર પારડન. (હોરમજસા પર નજર પડવાથી) બાવાબી સાથે છે કે? "ધીસ ઇઝ આ સરપ્રાઇઝ!" [શેકહેન્ડ કરે છે.]

**મેહરાં**—હમારા આવવાથી તમોને કંઈ અરચન તો થઇ નથીની?

**રૂસતમ**—આ નોટ એટ ઓલ ડીયર, પણ વાત એમ છે કે માહરા હાથમાં ધણી ધણીયાનીના રાહટવાટ માટેના હક ભોગવવાનો એક મુશકેલ કેસ છે.

**હોરમજસા**—હંઅ! તારે એવો મુશકેલ કેસ છે, તેથીજ બ્રીફ ઉંધી રાખીને વાંચોચ કે બાવા?

**રૂસતમ**—અરે નહીરે શેઠ, એતો ઉંધાનું ચતું કરવાનો માહરો વીચાર છે, તેથી આએ અક્ષરોને ઉલટા ઉચ્ચલાઉંચ.

**મેહરા**—પણ રૂસતમ, હમારા હંઇઆં આવવાથી તમુંને કંઇ હરકત તો થતી નથી કે ?

**રૂસતમ**—(સ્વગત) વરી કવાબમાં હારકુંજ તો. (જાહેર) અરે નહીરે હરકત સાંની ? હા પણ જોની ડીયર, હમેશાં હું બેસપતવારને દીવસે ઘણોજ કામમાં રોકાયલો રેહુંચ.

**હોરમજસા**—બાવા, એક બેરીસ્ટર તરીકે તમો સાહેબની યાદદાસ્ત સકતી તો ઘણીજ સરસ દેખાયચ ! આજે બેસપતવાર સાંનો ? આજે તો સુક્રરવાર છે.

**રૂસતમ**—અરે હારે સાહેબ, સુક્રર; સુક્રરજ. માહરી કહેવાની મતલબ એમ કે સુકકરવારેજ હું ઘણો રોકાયલો રેહુંચ.

**હોરમજશાહ**—અરે બાવા, શુકકરવારે કોઇ નવું કામ હાત ના ધરના જો !

**રૂસતમ**—કાંએ મીસતર હોરમજશા, શુકકરવાર તો ઘણોજ સુફ્લ દીવસ. શુકકરને કામ થાય મુકકર.

**મેહરાં**—હવે તમે એ બધી શુકકરને શનીની વાત છોરો ને આપરી વાત કરો. હું એમ પુછું રૂસતમ કે આજે કેટલા કેટલા દાહરા થયા તમે તમારે ઘેર વટીક નથી જતા, ને બાવાનેબી નહીં મલવા આવતા તે છે શું, કંઇ સમજ પરે !

**રૂસતમ**—અરે કંઇ નહીરે ડીયર, હું હમણા ઘણોજ રોકાણમાં છેઉં, તેથી બધો ખુલાસો વીગતવારે કરી શકતો નથી.

**હોરમજશાહ**—(સ્વગત) તો તો ! કામનું કાધણયું ને વટાણુ વેરી. (જાહેર) અરે હા બા હા, કામ વાહલું, નામ વાહલું નહી. "કામ તે હાથે, બેરી તે સાથે, ને વીદીયા તે પાઠે". પણ કામ થોરૂં ને ગરબર ઘણી કરવી નહી જોઇયે. તમે એટલા તે શું કામમાં ઉતા કે કેટલા કેટલા દીવસો થયા મને મલતાબી નથી ને ઘેરે બારેબી જતા નથી ?

**ફ્રોહેનુર**—(ઓરડામાંથી બોલેચ) રૂસતમજી, રૂસતમજી ?

**હોરમજશાહ**—આ આગ્એ ઓરડામાં કોણ છે ?

**રૂસતમ**—(સ્વગત) મારીયા થાર! (જાહેર) અરે સાહેબ, મેં તમોને કહયું કેની કે હું હમણા ઘણોજ કામમાં છેઉં. એ ઓરડામાં માહરૂં એક કુલ બેઠેલું છે.

**હોરમજશાહ**—હું ! કુલ બેઠુંછ ? તે ભલા માનસ પ્રાઇવેટ રૂમમાં તમારાં કુળને બેસારીયું, તે તેબી વરી બંધ બારણે.

**રૂસતમ**—અરે હારે સાહેબ, તે બીચારો જરા ઓલ્ડ મેન છે કેની તેથી મેં તેને અંદર જઇને ઇઝીચેર પર લેટવા કહયું. બીચારી ઠાકીને આવીચ.

**હોરમજસા** }
**મહેરબાનુ** } બીચારી ?

**રૂસતમ**—(ગભરાટમાં) અરે હારે સાહેબ, બીચારો,-બીચારી,- બીચારી એક બુદ્ધી બાઇ અંદર બેઠેલી છે, તે માહરૂં કુલ છે, ને અંદર બેઠેલી છે. (સ્વગત) અરરરર ! ભાંગરો વટાયો ખરો હું.

**હોરમજસા**—બાવાજી, તમારી જબાન કેરયો કેમ લેચ? સુ અંદર બેઠેલું એ તમારૂં કુલ બુઢ્ઢી બૈરી છે?

**મેહરાં**—તારે સું પપા, તમે એમ ધારોચ કે માહરો રૂસ તમ એક જુવાન બાઇને એમ બંધ બારણે બેસારે ?

**હોરમજસા**—વારૂં, જોઈએ તો ખરા કે અંદર કોણ છે.

[બારણાંની કળમાંથી જોવા જાએ છે]

**રૂસતમ**—અરે સાહેબ, બારણાની કલમાંથી તમે જોઇ સકસો નહીં. કારણ કે પવનના સખ્ત ફુંફાટાને લીધે બેજાર થવાથી મને બારણાનાં કલનું હોલ બંધ કરવાની ફરજ પડીચ. તમે જોઇનેબી સું કરવાના હતા? મેં કહયુંની સાહેબ કે તેણી એક બુઢ્ઢી છે.

**હોરમજસા**—પણ પેહલાં તો તમે કેહતાતા કે અંદર બેઠેલુ કુળ તો એક મરદ છે, ને હવે મરદને બદલે ઓરત કેમ થઈ ગઈ? મને તો એ બધો કાલાંની કચ ને બેહરાનાં ઝઘડા જેવો હીસાબ લાગેચ. બાબુ, હવે બધી વાત છોર ને આજ ને આજ સાંહજે ઘેર આવીને આપ્એ માહરી દીકરી સાથે થનારાં તાહરાં લગનનો જે તે ફડચો કરી નાંખ.

**રૂસતમ**—શેઠ. આજે સાંજે તો માહારાથી આવવાને બનસેજ નહી, ને વરી કાલે તો મને ઘણું અગતનું કામ છે, તેથી પરમ દાહરે આવસ

**હોરમજસા**—અરે બાપુ, આજને કાલ કરતાં વરસો વીતી ગીયાં ને વીતસે. આજનું કામ કાલ પર રાખવુંજ નહી. કાલ કોને જોઈચ ?

" કાલ કરે સો આજ કરે, આજ કરે સો અબ,
પરસુ પરલે હોગી તબ તું કરેગા કબ ?

**મેહરાં**—રૂસતમ, હું તો એમ ધારતીતી કે માહરા હંઈઆં આવવાથી તમે તો ઘણા ખુશી થસો, તેને બદલે તમે તો કચવાયલા લાગોચ. વરી માહરા બાવા સાથે આવેલા છે, તારે તો એવનના સખુનને માન આપીને તમે આજે સાંજેજ ઘેર આવો તો ઠીક, કે જે તે નીકાલ આવે.

**રૂસતમ**—ડીયર, તું અંહી આવી તેથી તો હું ખરેખર ખુસી છેઉ. તાહરા આવવાથી તો મને એવી રાહત મલીચ કે તેવી રાહત દરીયા કીનારાની ચોખ્ખી હવા ખાધાથી અને બાગબગીચાની ઠંડી લેહકીમાં ફરવાથી પણ નહી મળે. અને તાહરા બાવાની હાજરી પણુ એક તપી ગીયેલા જીગરને થંડા પવન મીસાલ છે. (સ્વગત) એ ધાખરાની હાજરી થંડા ને ચોખ્ખા પવન કરતાં હોલીની ફુંકના દરદી પવન જેવી વધારે લાગેચ. હવે તો થંડ પાણીએ કાસર કારવી જોઇએ. (જાહેર) વારૂ મેહેરાં, માહરાથી બનસે તો હુ સાંજના આવી જવસ. ચાલો સાહેબજી.

**મેહરાં**—(હસીને) તારે સું રૂસતમ, તમે હમુને ખેરવવાજ માંગોચ કે ?

**રૂસતમ**—અરે નહી રે ડીયર, ખેરવે સાનું જો ! પણ હમણા મને ઘણુજ અગતનું કામ છે, અને તું જાનેચ કેની કે એક એડવોકેટની ઓફીસમાં દરેક મીનીટ સુન્નાના મુલની છે.

**હોરમજસા**—ચાલ દીકરી, ચાલ, એતો કોરાં કાગજ પરનો વસ્વાયો લાગેચ. વારૂ બા આજે નહી ને કાલે, કાલે નહી ને પરમ દારે, પણ બે તન દાહરામાં જો તમે માહરી આગલ આવી માહરા ચોકસ સવાલો માટેની પતીજ નહીં કરસો, તો મને ઘણી દલગીરી સાથે આપ્પે માહરી છોકરી સાથનું તમારૂં કાજ તોરી નાંખવું પરસે.

મેહરાં—નહી બાવા, તમે એવી વાણી નાં કહાઓ. માહરા રુસતમને ખરેખર કામ હોસે તેથીજ એવણ આયા નહીં. ચાલો રુસતમ, હમે જઇયેચ, પણ આજે સાંજે તમે જરૂર આવજો.

[મેહરાં, રુસતમને શેકહેન્ડ કરીને હોરમજસા સાથે બારણા તરફ જાય છે, તેવામાં કોહેનુર ભુલમાં બાહર નીકળે છે. રુસતમ કોહેનુરને પાછી ભરાઇ જવા ઇસારત કરેચ, તેટલામાં હોરમજસાની નજર કોહેનુરપર પરેચ, કોહેનુર ભરાઈ જાય છે.

હોરમજસા—ઓ હો, કેથી એમ વાત છે! આએ તમારી અંદર બેઠેલી બુલબુલી, કોઇ ઘણી ચંચળ બુટી લાગેચ.

રુસતમ—(ગભરાટમાં) હા સાહેબ, હા સાહેબ. (સ્વગત) એનું સત્યાનાસ જાય એનું એ બાહર કાંથી નીકળી મુઇ!

હોરમજસા—ને વરી કંઇ ઘણી બદસુરત પણ લાગતી નથી બા.

રુસતમ—ત્યારે બદસુરત નહી તો શું ખુબસુરત છે?

હોરમજસા—બદસુરત સાંને છે? આવી દેખાવલી છે ને.

રુસતમ—ખરેખર? પણ એતો સાહેબ જેવા જેના વીચાર!

હોરમજસા—હારે બા, સઉના વીચાર સઉને મુબારક. પણ બાવા તમે બી જરા વીચારીને કામ કરો તો સારૂં. એવું નહી થાય કે કંઇ ઇજતનો સવાલ ઉભો થાય. તમે જાનોચ કેની "કે કંચનસે કીરત બરા, કીરતસે કલ્યાણ, કલ્યાણસે ઇજજત બરી, ઇજજતસે બરે દાન." ચાલો દીકરા, નીરાં તે તમારો કારભાર ચલાવો, સાહેબજી. (સ્વગત) માહરી છતરી હું જાની જોઇને ભુલી જાઉં ને તે લેવાને બહાને પાછો આઉં. (મેહરાંને) ચાલ દીકરી મેહરાં, હવે જઇએ. [જવા માંડે છે]

રુસતમ—અરે હોરમજશા શેઠ, તમારી છતરી ભુલી ગીયા.

[તેવનને છતરી આપે છે]

હોરમસા—અરરર! ભુલી ગીઓ કે? લાવ બા લાવ. (સ્વગત) અરે બચ્ચા તાહરો પીછો પકરીને તાહરો ભરમ જાન્યા વગર રેહવાનો છેઉં કે! [મેહરા અને હોરમજસા જાય છે]

રુસતમ—ચાલો, બુઢ્ઢો પત્યો તો ઠીક થયું. અહા! મેહરાં ખરેખર આએ ધરતી ઉપર ઓરથી વાનીઓથી ભરપુર એક

ફરેસ્તો છે. પણ એ મીઠી મેહરાંનો મીઠાસ હોરમજસાના કરવા જેર જેવા ખરાસથી હું ચાખી શકતો નથી. (ગનપતરાવ દાખલ થાએછે) ગનપતરાવ, યુ આર નોટ પંક્ચ્યુઅલ ! મેં તમુને કહયુંતું કે રોજ જલદી આવી જલદી સાંહજે ઘેર જાવો; તમે તેમ કરતા નથી.

**ગનપતરાવ**—યસ સર, યુ ટોલ્ડ મી તુ સુન સુન કમ એન્ડ સુન સુન ગો, બટ વોટ કેન આઇ ડુ. કાઉહિસબન કમ એન્ડ ગેવ વન સેંગરાં ઓન માઇ ડેંગરા, તેથી જરા લેટ થયું.

**રૂસતમ**—અરે મુવા તમે ! વારૂં સાંભળો ગનપતરાવ, તમુને માહરે એક બે બોલ કહેવાચ. સાંભરો, આપરી ઓફીસમાં હાલમાં એક ચોકકસ પ્રકારનું અનીયમીતપણું તમોને માલમ પરતું હોસે. પણ હું તમારીપર વીસવાસ રાખીને તે બધો ખુલાસો કેહુંચ.

**ગનપતરાવ**—(સ્વગત) કોન જાને શું ભોપાલું હોશે !

**રૂસતમ**—તમે હુંઇઆં જે કંઇ જોવ અથવા સાંભલો તે અંહીથી બાહર જવું નહી જોઇએ.

**ગનપતરાવ**—સાહેબ, હું કંઇજ જોઇ શકતો નથી, ને સાંભ-લુચ તેબી ઘણું થોરૂં. સર, આઇ એમ હાફ બ્લાઇન્ડ, એન્ડ થ્રી કવાટર ડેફ.

**રૂસતમ**—(સ્વગત) ખરેખર થ્રી કવાટરજ મુવેલો છે. (જાહેર) જોવ; સમજો ગનપતરાવ, જરા ધીરજથી સમજો. હું એક ચોકસ કામમાં સામેલ થએલો છેઉં, અને તે કામનો ભરમ જો બાહર જાહેર થાએ તો હાલમાં જે માહરો ઓધ્ધો હું ભોગવુંચ તેને ઘણું નુકશાન પુગે, અને મને બારમાં ઘણું ખરાબ લાગે.

**ગનપતરાવ**—અરે શેઠ, બારમાં ખરાબ લાગે કે તેરમાં તડ પડે તેતો સમજ્યા, પણ તમારા બાર વાગી જાય તેવું કામ ના કરતા. (સ્વગત) એ કંઇ લફરૂં છે ખરૂં, અને એવાં લફરાંમાં વરી મને સામેલ કરવા માંગેચ. ઓ નો, નો, નો. આઇ વીલ બોયકાટ એવરી થીંગ.

**રૂસતમ**—ગનપતરાવ, તમુંને હાલમાં માહરે તાં પચાસ રૂ-પ્યાનો પગાર મલેચ નહીં વારૂં ?

**ગનપતરાવ**— હા સાહેબ, ને વરી ચોકકસ કેસોપર કમીશ-નબી મલેચ.

**રૂસતમ**—આજ રાતનું માહરૂં કામ જો ફતેહમંદ ઉતરશે તો હું તમારો પગાર બેવડો કરી આપશ.

**ગનપતરાવ**--અરે નો, નો. નો સર, થેંક યુ. ઓલ ધી સેમ. મને બેવડોબી નહીં જોઇએ ને ધ્યાનડીબી નહી જોઇએ. તમે મને ૫૦) રૂપ્યાનો પગાર આપોચ, તેબી મને આજે ૭ મહીનાં થયા બરાબર મલેચ કાં? સર, આઇ એમ પુઅરમેન, વેરી પુઅર અને તેથી તમારાં કોઇ પણ પ્રપંચી કામમાં સામેલ થઇ શકતો તથી.

**રૂસતમ**—કેમ ગનપતરાવ, કંઇ ધીચી આયાચ કે શું? શું તમે મને એક પ્રપંચી ગનોચ કે?

**ગનપતરાવ**—અરે સાહેબ, વકીલ બેરીસ્ટરોમાં જો પ્રપંચની બાજી રચવાની શકતી નહી હોય, તો ધે આર નો વ્હેર. (સ્વગત) હવે મને સંભાલથી કામ લેવું જોઇએ. (જાહેર) નહીરે સાહેબ, માહરા કેહવાની તહમે મતલબ નહીં સમજ્યા. માફ કરજો, ચીન્તાથી જરા મારૂં બેજુ ઠેકાણે નથી.

**રૂસતમ**—વેલ નેવર માઇન્ડ, હમણા હું એક ગ્રહસ્તની ઘણીજ આતુરતાથી વાર જોઉંચ; તે આવે તો મને ચેતાવજો, પણ તે ગ્રહસ્થ સીવાય બીજું કોઇબી આવે તો કેજો કે શેઠ બાહર ગીયાચ.

[કોહેનુર છે ત્યાં જમની બાજુના રૂમમાં જાએ છે.]

**ગનપતરાવ**—માહરાથી હમના આટો બકૂઇ જતો તો! હૈયાં તો ડગઇ પર ડગઇ ચાલ્યાજ કરેચ! હું બેહરામશા દીટેકટીવને મલી આયો ને તેવણુની આગલ માહરા બધા સકો મેં જાહેર કીધા. જો કદાચ મને રૂસતમ શેઠ કામને બાહને ખેરવસે તો તેવણુ એની પર બારીક નજર રાખશે. [કાવસ દાખલ થાએ છે.]

**કાવસ**—અરે મીસતર ગનપતરાવ, આપરા શેઠની કંઇ સમજ પરે! મને લાગેચ કે કંઇ જબરો ઘોટાળો એવન કરેચ. ગનપતરાવ, તમેબી એમાં કંઇ સામેલ છેઓ કે શું?

**ગનપતરાવ**—યુ જસ્ત કીપ કવાએટ કાવસ, અધરવાઇઝ આઇ વીલ બોયકોટ યુ.

**કાવસ**—ગનપતરાવ, એ વરી તમુને બોયકોટનો પવન કેમ લાગુ પડયો? પણ હું તમુને કેહતાં ભુલી ગીયો, બાહર કોઇ તમુને પુછેચ.

ગનપતરાવ—મને પુછેચ? તે કોણ છે ?

કાવસ—વરી કંઈ દારૂનું બીલ બીલ આયું હોસે.

ગનપતરાવ—હવે જાએચ કે નહીં, બાયકોટ એટવન્સ ફ્રોમ હીયર. [ ગનપતરાવ, કાવસને હસતાં જોઈ ગુસ્સામાં પોતાના હાથમાંથી ચોપડી છુટી મારે છે, તેટલાંમાં બેહુરામશા આવે છે; તેવનને લાગે છે. કાવસ જાએ છે ]

બેહુરામસા—હું ધારૂચ કે હું વખત સર આયોચ. ખરૂં કેની મીસતર ગનપતરાવ ?

ગનપતરાવ—ઓ યસ, બરાબર વખતસર આવાચ. હું તો જાણું કે તમે ભુલી ગીયા હાસો, બટ આઈ કેન સી કે યુ આર પંક્ચ્યુઅલ લાઈક રાજાબાઈ ક્લોક ટાવર.

બેહુરામસા—વેલ મીસતર ગનપતરાવ, તમે જાનોચ કેની કે પોલીસનો હું એક ડીટેકટીવ છેઉં, અને એવી એક પેહલી પંકતીની પોલીસનો ડીટેકટીવ, પોતાને મલેલી બાતમી માટે ઈનવેસ્તીગેશન કરવાનું ભુલી જાય, એ તમે માનીજ કેમ શકોચ? વેલ નેવર માઈન્ડ, તમે કંઈ બીજી વધારે ખબર મેલવીચ કે?

ગનપતરાવ—હાજી, ઓ યસ. ઈટ ઈઝ આ ટેરીબલ કોન્સપીરેસી.

બેહુરામસા—પણ એ જે બાજી રચેચ તેની ખરેખરી મતલબ શું છે, તે પેહલા મારે જાનવું જોઈએ. (બેહુરામસા ગજવાંમાંથી નોટ બુક કાહાડે છે અને તે જોઈને) ગનપતરાવ, તમારૂં આખું નામ ગનપતરાવ વીસવાસરાવ પટપટે છે; ઈઝ ઈન્ટ ઈટ ?

ગનપતરાવ—(ગભરાટમાં) યસ માઈ લોર્ડશીપ.

બેહુરામશા—મીસતર ગનપતરાવ, તમે બેરીસ્ટરના કલાર્ક થઈને મને લોર્ડ શીપ કહેવાની કેમ ભુલ કરોચ ? તમે જરા ગભરાયલા લાગોચ!

ગનપતરાવ—નો સર આઈ એમ નોટ ગાભરીફાઈટ.

બેહુરામસા—વેલ ડ્રોપ ધી મેટર. (પાછી નોટ બુક વાંચેચ) વારૂં તમે ગઈ કાલે ઈસાભાઈ કાસમભાઈની દુકાને ગીયાતા કે ?

ગનપતરાવ—યસ સર. બટ નો સર. (ગભરાટમાં) હું તાં ગીયો તો ખરો, બટ ધીસ વોઝ નોટ ફોર માઈ પરપઝ.

**બેહરામસા**—વેલ નેવર માઇન્ડ યોર પરપઝ, પણ ત્યાં તમે પીસ્તોલ અને ખંજર ખરીદવા ગીઆતા કેની?

**ગનપતરાવ**—અરે બેહરામજી શેઠ, એ તો પેલી કેહવત છે કે "કુતરાને ખીજવીયે તો કરડે પગ, રીઝવ્યે તો ચાટે મુખ, કુતરાની ભાઇબંધીમાં બે જાતનું દુખ," તેમ એ તો થયેલું છે. હા સાહેબ, હું તાં પુછવા ગીયોતો કે પીસ્તોલ ને ખંજરની કીમત શું છે.

**બેહરામસા**—તાં તમે દુકાનદાર મીયાંની ખોપરી ઉડારવા કહી એ વાત ખરી કે?

**ગનપતરાવ**—યસ સર, પણ મેં કંઇ તેની ખોપરી ઉડારી નથી સાહેબ.

**બેહરામસા**—અરે પણ ગનપતરાવ, તમે એટલા ગભરાવોચ કાંય જો! એતો હમો ડીટેકટીવનો ધારોછે કે એક કોન્સપીરેસીનો ભેદ શોધી કહારવાને માટે એ મુજબ ચેન ગોઠવવીજ પરેચ. તમે જે હોય તે બધું મને ખરૂંજ કહી દેજો, ગભરાવાનું નથી. "યુ મસ્ત લુક બીફોર યુ લીપ."

**ગનપતરાવ**—શેઠ, માહરૂં ખરૂંજ માનજો, આઇ વીલ નેવર સ્પીક લાઇ. "માનલા તર દેવ, નાંહીતર દગર."

**બેહરામસા**—વારૂં જારે તમે પેલા મીયાંની ખોપરી ઉડારવા કહી, પછી તમે તાંથી એકદમ નાહસી કાંય ગીઆ? (સ્વગત) મને લાગેચ કે એબી આગલ કોન્સપીરેસીમાં સામેલ હોવો જોઇયે, પણ કંઇ ઓછું પરયુંચ તેથી પાટલો ફોરયોચ. "બટ આ બ્લેક ડોગ વીલ નેવર બીકમ આ હોલી કાઉ, બાઇ મીઅરલી ગોઇંગ તુ બનારસ."

**ગનપતરાવ**—(સ્વગત) અરરર! એ મી કાય કેલા! માહરા શેઠ રૂસતમજીની કોન્સપીરેસીનો ભેદ એને જઇ કહયો તો એતો મનેજ તરેહવાર સવાલો પુછેચ! એતો ચોરાવર મોરચી ગોસ્ટી ઝાલી. (જાહેર) હા સાહેબ, જારે તે દુકાનદાર મને મારવા આયો, તારે હું તાંથી નાહસી ગયો. આઇ એમ ગોઇંગ ટુ પ્રોસીક્યુટ હીમ ફોર ત્રેસપાસીંગ ઓન માઇ વેલ્યુએબલ બોડી.

**બેહરામસા**—વાહ ગનપતરાવ, વાહ! એક ધનેતર બેરીસ્ટરનાં ક્લાર્કને છાજતુંજ ઇંગલીશ તમે બોલોચ. ચાલો! હવે બોલો જોઉં, કે તમે વધારે બાતમી શું મેળવીચ?

**ગનપતરાવ**—બેહરામશા શેઠ, હું તમુને મળીને આયો પછી માહરા શેઠે મને માહરો પગાર વધારવાની લાલચ આપીને આએ એકસંપીમાં દાખલ થવા કહયું.

**બેહરામશા**—વારૂ પછી, તમે તેનો શું જવાબ આપ્યો ?

**ગનપતરાવ**—મેં તો એ માગણીને બોયકોટ કીધી.

**બેહરામશા**— એ તમે ઘણુંજ ગેરવાજબી કીધું !

**ગનપતરાવ**—કાંએ ?

**બેહરામશા**—તમારે તો તેની સાથે મળી જઈને વધારે ભેદ મેળવવો હતો. " યુ સુદ હેવ પમ્પડ હીમ " મીસતર ગનપતરાવ.

**ગનપતરાવ**—આસ્તે બોલો બેહરામસા શેઠ, તેમાંનો એક તો અહીંયાંજ મોજુદ છે, અને જે વખ્ત જાયચ તેમાં બીજો આવી લાગસે.

**બેહરામશા**—તમે એમ તો નથી ધારતા કે તે લોકની ધારણા કંઈ ખુની છે ?

**ગનપતરાવ**—તે સોધી કાહરવાને માટે તો તમોને હેયાં બોલાવ્યાચ. તમે છુપઈને હેયાં બધું સાંભલજો સાહેબ, પણ તમે સંભાલજો સાહેબ, કઈ માહરી કાસર એમાં નહી નીકળે.

**બેહરામસા**—તમે માહરી પર વીસવાસ રાખો. એ જો તમારી કાસર કહારસે તો તેને માટે હું તેને ફાંસી દેવસ. અરે મેં તો એથીબી ઓછા ગુનાહ માટે કેટલાકને લટકાવી દીધાચ.

**ગનપતરાવ**—(દરવાજા તરફ જોઈને) ચુપ રેહો, કોઈ આવેચ.

[ગનપતરાવ, બેહરામસાને વચલા દરવાજામાં છુપાવેચ, ને જમણી બાજુના દરવાજેથી રૂસતમ દાખલ થાયચ.]

**રૂસતમ**—કનફાઉન્ડ ઈટ, પેલો જમશેદ હજુ નથી આયો. ગણુપતરાવ સું તમે ખાતરીથી કેહવોચ કે હજુ મને મલવા કોઈજ આયું નથી ?

**ગનપતરાવ**—સાહેબ, માહરી તદન ખાતરી છે કે હેંયાં કોઈ નથી આયું.

**રૂસતમ**—"ડોન્ટ ફરગેટ; ધી મોમેન્ટ હી કમઝ ઈન, શો હીમ ઈન." [પાછો જમણી બાજુના રૂમમાં જાય્એ છે]

**બેહરામશા**—(છુપાયલા બાહેર ડોકીયું કહાડીને) ગનપતરાવ, વાચ એવરી બોડી.

**ગનપતરાવ**—અરે મુગા રેહો મુગા રેહો, "વોલ્સ હેવ ઇઅરસ."                [મેહલ્લુ ઉસકેરાયલો દાખલ થાયચ.]

**મેહલુ**—આએ ભેદ કંઇ મને માલમ પરતો નથી. કોહેનુર મને જાં છે તાં ઠગેચ. (ગનપતરાવને) વેલ મીસતર તાતીઆ ?

**ગનપતરાવ**—ઓલો મીસતર તારગેટ.

**મેહલુ**—કોહેનુર કાં છે ?

**ગનપતરાવ**—અંદર, માહરા શેઠ સાથે વાત કરેચ.

**મેહલુ**—શું હજુર અંદર છે? (અંદર જવા જાએ છે પણ પાછો અટકી જાયછે) પણ સબર, જો હું એકાએક દેખાવ દેવસ,તો માહરો ગુસ્સો ઉસકેરઇ જસે, માહરાથી કંઇનું કંઇ બોલઇ જસે ને વરી એ પોતે બેરીસ્ટર મુવોચ તે માહરીપર લાએબલની ફરીયાદી માંડસે. હવે મને તો વધારે મરદાનગી ભરેલો કીનો લેવો જોઇએ. ( એકાએક સાંમે નજર પડવાથી) અરરરર ! એ આય કોણ આવેચ! જરા છુપઇને જોઉં તો ખરો. [મેહલુ લીફટમાં ભરઇ જાએ છે અને હોરમજસા દાખલ થાએ છે]

**હોરમજશા**—દીકરી મેહરાં આગલ બાહનું કારી હું અહીયાં નીકલી આયો. માહરા શકો તેની આગલ હું જાહેર કરૂં, તેની અગાઉ આએ બાબદમાં કંઇ વજુદ છે, એવી માહરી ખાતરી થવી જોઇયે. જ્યારે કંઇ પણ ભયની મને અગમચેતી થાયચ, તારે તો તેની સંભાલ લેવાની માહરી ફરજ છે. ( ગનપતરાવને ) ગનપતરાવ, એ લોક ક્યાં છે.

**ગનપતરાવ**—કોણ ?

**હોરમજશા**—કોણ બોણ કાંઇ નહીં, બસ હું પુછું તેનો જવાબ દેવ કે ક્યાં છે ?

**ગનપતરાવ**—વાહ: એબી ઠીક.

**હોરમજશા**—હું તુંને અગાઉથી ચેતવણી આપુંચ, કે જેબી કંઇ તું મને કેહસે તે હું માનવાનો નથી. બસ હું એટલુંજ પુછુંચ કે તે ક્યાં છે ?

**ગનપતરાવ**—પણ હું એમ પુછું કે તમો સાહેબ કોણને વરે પુછોચ.

**હોરમજશા**—પેલો ડબલ દીલીંગ કરનારો ગધેરો ક્યાં છે? વ્હેર ઇઝ ધેટ ડોન્કી?

**ગનપતરાવ**—(સ્વગત) આએ ક્યાંથી આયો મનકી (જાહેર) એબ્સદબી માફ છે સાહેબ, તમુંને જો ગધેરાજ સોધવા હોય તો ઇજીપ્ટમાં જાઓ.

**હોરમજશા**—તું વરી બીજો ગધેરો છે. હું પેલા રુસ્તમને વરે પુછુંચ, જવાબ દે તે ક્યાં છે?

**ગનપતરાવ**—"વેલ ધી ફેકત ઇઝ માસતર રુસતમજી ઇઝ ટુ મચ્છ ઓફ આ જેન્ટલમેન, એન્ડ ધેર ફોર ટુ મચ્છ ઓફ આ ગુડ થીંગ ઇઝ ગુડ ફોર નથીંગ. એવન જુઠું બોલવા માંગતા નથી, તેથી જુઠું બોલવા માટે મને રોકવા માંગેચ. તેવન અંદર નથી.

**હોરમજશા**—ખરે ખર?

**ગનપતરાવ**—બીજા બોલોમાં બોલું, તો તેવન જુઠું કેમ બોલવું, તે મારે માટે ધરી કાહરેચ, તે પછી તેજ પ્રમાણે હું બોલુંચ.

**હોરમજશા**—તારે એનો મીનીંગ એમ કે તાહરો શેઠ અંહીજ છે.

**ગનપતરાવ**—હુંઅ--નો.

**હોરમજશા**—ધેટ્સ ફોલ્સ.

**ગનપતરાવ**—(સ્વગત) કમપ્લીટ ફોલ્સ. (જાહેર) પણ હું જેબી બોલું ને તમે માનતા ના સાહેબ.

**હોરમજશા**—હવે હું સમજ્યો. તારે તું જે નાં કેહ તે માહરે હા સમજવું. પણ હું એમ પુછું કે અંહીયાં આય બધી ગડબડ શું ચાલેચ?

**ગનપતરાવ**—શું તમુંને બી કંઇ શક લાગેચ કે સાહેબ?

**હોરમજશા**—હા કંઇ ઘણુંજ ભેદી લાગેચ, અને તે સોધી કહાડવાનો મેં પકો ઠેરાવ કીધોચ.

**ગનપતરાવ**—બટ માસ્તર, "વોટ એવર ધી મીસતીરયસ બીઝનેસ મે બી, પણ હું તો તેનાથી તદન અજાણો છેઉં. અને તે ભેદ ગમે તેવો હોય, તોપણ તે ભેદ માટે તમો મને તકસીરવાર ગણસો નહીં. એમાં માહરો કસો હાથ નથી, એમ તમારે સાક્ષી

આપવી પરસે. યુ વીલ બેર વીટનેસ, ધેટ આઇ હેવ નો હેન્ડ ઇન ઇટ.

**હોરમજશા**—તમે શું કેહેચ તે હું સમજી શકતો નથી.

**ગનપતરાવ**—આસ્તે બોલો શેઠ. તમારે યાદ રાખવું જોઇએ કે દેવાલને પણ કાન હોયચ.

**હોરમજશા**—તું મને કયે છુપાવી દે. (લીફ્ટ દેખાડીને) આએ એમાં છુપાવ.

**ગનપતરાવ**—હા, એ થીક પરશે. (ગનપતરાવ લીફ્તનું બારણું ઉંઘાડેચ અને લીફ્તમાં મેહલુંને જોઇને) પણ સબુર શેઠ, એના કરતાં તો આએ મોટી કબાટ ઠીક પરસે. (કબાટ ઉંગાડીને) શેઠ તમે હુંઇઆં ઘણા સલામત રહી શકશો, પણ બારણું અલગું રાખજો, નહીંતો કે યુ વીલ બી સફોકેટેડ એન્ડ આઇ વીલ બી પરફોરેટેડ.

[હોરમજસા કબાટમાં છુપાએછે, બેહરામસા દાખલ થાયછે ને ગનપતરાવને હુશીયાર રેહવા ઇસારો કરીને સ્ક્રીન પાછલ ભરાએ છે.]

**મેહલુ**—(લીફ્ટમાંથી) એ આય વરી અહીંઆ શું ફાંફાં મારેચ! હું ઘણોજ અજબ થાઉંચ કે આએ બધો શું ઘોટાળો છે. હું તો અંદર ભુંજઇ ગીયો. [રૂસતમ અને કોહેનુર વચલાં દરવાજેથી દાખલ થાએ છે.]

**રૂસતમ**—(ઘડીઆળ જોઇને) જમશેદ ક્યારે આવશે, હજુર ઠેકાણું નથી. શું એ જાનતો નથી કે ટાઇમ ઇઝ મની.

**કોહેનુર**—પેલા મેરવાનજી બાહર ઉભા હોસે કે ગીઆ હોસે! તેવણ મારે વાસ્તે શું વીચારતા હોસે?

**મેહલુ**—(સ્વગત લીફ્ટમાંથી) હા, અંતે રૂમમાંથી આવી ખરી. આએજ પેલો એનો બીલીસતરીયોકે? એવું થાયચ કે એઉનાં ખુન કરૂં!

**રૂસતમ**—જો જમશેદ નહીં આવશે તો આપરે શું કરશું; કોહેનુર ડીયર?

**મેહલુ**—(સ્વગત) હું ધારતો તો તેવો મામલો છે.

**કોહેનુર**—રૂસતમજી, હું ધારૂંચ કે મેહરવાનજી ગુસ્સે થઇને ચાલીજ ગીઆ હોસે.

**મેહતુ**—(સ્વગત) હું તમો બેઉનો રસ્તો કરીને પછી જવસ.
[ગનપતરાવ દાખલ થઈને એક કાર્ડ રૂસતમના હાથમાં આપેછે તે વાંચીને]

**રૂસતમ**—હા, આખરે એક પ્રખ્યાત નાટક-કાર જમશેદ આયો ખરો. કમ ઇન જમશેદ, કમ ઇન.

**જમશેદ**—(દાખલ થતાં) સ્ટેડી, બ્યુટીફુલ પોઝીશન. વન, તુ, એન્ડ થ્રી: ફીનીશ.

**રૂસતમ**—કેમ શેઠ, સારી પખ્ખેતો છેયોની.

**કોહેનુર**—પણ મી. જમશેદજી, એ આવતાને વાર હમારી સબી કાંએ પાડી લીધી ?

**જમશેદ**—એવી રીતે દરેક ખેંચાનકારેક પોઝીશન અને પોરાચરસનાં ફોટો હું હમેશાં ઉતારૂંચ, અને તેથી તો મને લોકો જમસુ સ્નેપશોટને નામે ઓળખેચ. એવી રીતે પાડેલી સબીઓથી મારા કામમાં મને ઘણી મદદ મલે છે.

**બેરામશા**—સબી પાડી લેવાની આ નવી યુકતી એઓએ પોતાનાં તરકટો માટે વાપરેલી લાગેચ.

**જમશેદ**—તમુંને ખોટી કરવાને માટે હું ઘણોજ દલગીર છેઉં. હું સ્ટેનડરડ ટાઇમને ભરોસે રહયો.

**ગનપતરાવ**—મીસતર, ઓ મીસતર, યુ મસ્ત બોયકોટ ધેટ સ્ટુપીડ સ્ટેનડરડ ટાઇમ.

**જમશેદ**—(ગુસ્સાથી) એ આએ સ્ટુપીડ જેવો તાતીઓ કોન છે ? (ગનપતરાવને) યુ હેવ નો મેનરસ ! યુ બોયકોટ યોર સેલ્ફ.

**રૂસતમ**—(ગુસ્સાથી) ગેટ અવે ગનપતરાવ.

**જમશેદ**—ફીનીશ.

**ગનપતરાવ**—ઓલ રાઇટ સર. થેંક યુ સર, કવાટ રાઇટ સર.

**જમશેદ**—(ગનપતરાવને) સ્ટડી, વન, દુ એન્ડ થ્રી; ફીનીશ. (કોહેનુરને જોઈને) એ આએ બાઈ કોણ છે ? એવન બી શું તમારી સાથે સામેલ છે કે ?

**મેહતુ**—(સ્વગત) એ આએ બદમાસ કોણ આયોચ ! એ વરી કોન છે ?

**રૂસતમ**—મીસતર જમશેદજી, કોઇ એવો ખુના મરકીને લગતો ભાગ હોય તે મને કહી સમજાવશો ?

**જમશેદ**—હા, મેં દુન્યાના પ્રાકરમો દેખાડનાર સ્ટેજ ઉપર એવાં ખુનો કીધાંચ ને એવા તરકટો ચલાવ્યાંચ કે તે વેલાનો લોકોનો હરખ ભરીયો આવકાર મને હજુર યાદ છે. આઇ રીમેમ-બર, આઇ રીમેમબર ધેટ ડે, કે જયારે મને ખુની તરીકે પકરી લાયાતા, અને તાં મેં કીધેલાં ખુનનો એકરાર કીધો તો.

**રૂસતમ**—(સ્વગત) જરા કાતરીયું ધસેલું લાગેચ.

**કોહેનુર**—(સ્વગત રૂસતમને) રૂસતમજી, એવનનો આય ભપકો જોઇને એવનને બોલાવ્યાચ કે શું ? આપરી પલેનો પાર્ટ કરી શકે, તેમ મને તો લાગતું નથી. એવણુનાં ટાલકામાં ફાટ પરેલી લાગેચ.

**રૂસતમ**—(સ્વગત કોહેનુરને) તું ગભરા નાં કોહેનુર, એતો દુન્યાનો કાયદો છે કે ઘણાંજ શીખેલાં અને કાયેલ ભેજાંઓ લોકોની નજરમાં ધસેલાં લાગેચ. (જમશેદને) વેલ મીસતર જમશેદ, તમુને ખુની તરીકે પકરી લાયા તે શા માટે ?

**જમશેદ**—મધ્ય રાતનાં ખુનમાં. એનટાઇટલડ "આ મીડ-નાઇટ મરડર."

**બેરામશા**—(સ્વગત) મીડનાઇટ મરડર ! આમ્બે કોઇ પકો ખુની લાગેચ.

**મેહલુ**—(સ્વગત) અરરરર ! આમ્બે તો બધા ખુનીઓ મુવેલા છે.

**રૂસતમ**—મીસ્તર જમશેદ, તે એકરારનો ભાગ મને કહી સંભળાવવાની મેહરબાની કરશો ?

**જમશેદ**—નાઉ લીસન ટુ મી. ઇટ વોઝ નાઇટ, આ મીડનાઇટ. હા, તે મધ્ય રાતનો વખત ઉતો. તારાઓ ધુમસના કાલાશ હેથલ ઘંકાઇ ગએલા ઉતા. દુન્યાપર અંધારાં વાદલે છત્તર કીધું હતું. તેજસ્વી વીજલી ધરતીનો પરદો ફારી તેના ભીતરમાં પેવશ થઇ જતી હતી, અને કાનનાં બેહેરે બેહર ફારી નાંખે, એવી ગર્જના આકાશમાં થતીતી. તે વખતે હું ખુની, માહરા કપાલપર કીનો, અંતકરણમાં ખુન, અને હાથમાં નાશકારક હથ્યાર સાથે માહરા બીછાના પરથી ઉઠયો, અને એક જીવતા સીંહની માફક હું ઉછલી માહરો હાથ લંબાવી તે ભંયકાર સીહા દરામની રાતનો માહરો ભોગ મેં

થાન્યો, અને ઘણીજ નીરદય રીતે મેં તેને કચરી નાંખ્યો. હા ! તે શું હતું ? તે ભોગ કોણ હતો ?

[મચ્છર ઉરાડતા હોય તેમ તાલી પારેચ.]

**ગનપતરાવ**—મચ્છર, શેઠ મચ્છર અહીંયાં ઘણોજ કંટાલો આપેચ, જરા ફીનાયલ છંટાવો.

**જમશેદ**—મીસતર રૂસતીમ, હું ઇઝ ધેત ફુલ ? ટર્ન હીમ આઉટ ઓફ ધી રૂમ; ફીનીશ.

**રૂસતમ**—મી. જમશેદ, કોઇ ઇંગલીશ ભાગ બોલી બતાવવાનો ઉપકાર કરશો.

**જમશેદ**—સરટનલી. હું ઓથેલોમાથી કાંઇ બોલી સંભલાવું છું.

**રૂસતમ**—થેંક યુ.

જમશેદ--It is the cause, it is the cause, my soul,
Let me not name it to you, you chaste stars !
It is the couse.—Yet I'll not shed her blood;
Nor scar that whiter skin of hers than snow,
And smooth as monumental alabaster.
Yet she must die, else she'll betray more men.
Put out the light, and then,—put out the light:
If I quench thee, thou flaming minister,
I can again thy former light restore.
Should I repent me; but once put out thy light,
Thou cunning'st pattern of excelling nature
I know not where is that Promethean heat.
That can thy light relume. When I have plucked thy rose,
I cannot give it vital growth again,
It needs must wither:—I'll smell in on the tree.

[ બોલી રહેવા પછી એકટીંગની ધુનમાં ગણુપતરાવને ચુંમી લે છે. ગણુપતરાવ ચોંકે છે.]

**ગનપતરાવ**—અરે એ કાય કરતો !

**જમશેદ**—ગો એટ વન્સ ફ્રોમ હીઅર, ફીનીશ.

**રૂસતમ**— (સ્વગત) હું ધારૂંચ કે એને ખેરવવો જોઇયે, નહી તો બધો છબરડો કરશે. (જાહેર) ગનપતરાવ, જોવની પેલા મહમદઅલી વરસીસ કાસમઅલીનો કેસ ક્યારે નીકલવાનો છે ?

**ગનપતરાવ**—(સ્વગત) આએ બધું મને હઇંયાંથી ખેરવવાનું બાહનું છે. કંઇ નહી, પણ કબાટમાં હોરમજસા છુપાયાચ તેનું શું થસે? હી વીલ બી સફોકેટેડ. (જતાં જતાં હોરમજસાને) ખોદાને ખાતર સાવચેત રેહજો ને કબાટનું બારણું એકદમ બંધ કરતા ના. [જાએ છે.]

**જમશેદ**—આય બાનુનું કાંમ અને નામ ?

**રૂસતમ**—એવનની સાથેજ તમુંને બધી ધમચકરી મચાવાની છે. એવનનું નામ મીસ કોહેનુર છે.

**જમશેદ**—કોહેનુર, અહા ! વોટ આ ડીલાઇટફુલ નેમ, ડીલાઇટ ફુલ, ડીલાઇટફુલ.

**હોરમજશા**—(સ્વગત) અરે હારે હા, નરી જાણે ટરકીશ ડીલાઇટ.

**મેહલુ**—(સ્વગત) ડીલાઇટ ફુલ નેમ ! ઉભો રહે બચ્ચા. તુંને એવો ડીલાઇટ કરૂંચ, કે તાહરા મુસકા ટાઇટ કગવી, તુંને તરીપારજ મોકલાઉંચ.

**જમશેદ**—મીસ કોહેનુર, તમે ખરેજ એક ખુબસુરતીનો નમુનો છેઓ, અને આપરે બે જણા મલીને જો કંઇ ઉથલપાથલ કરસું તો દુન્યાં આપણા કામથી અજાયબ થયા વગર રેહસે નહીં.

**બેહરામશા**—(સ્વગત) હવે તરકટની વાત સરૂ થાયચ ખરી.

**રૂસતમ**—ચાલો મીસતર જમશેદ, હવે હું તમુંને આપરાં બીઝનેસનો પ્લોટ સમજાઉં.

**હોરમજશા**—(સ્વગત) અરે હારે હા, બચ્ચા, બીઝનેસ ચાલુંજ માહભારત.

**રૂસતમ**—તમુંને બજાવવાનું કામજો કે ટુકું છે, પણ ગણુંજ વજનદાર છે.

જમશેદ—પેટસ રાઈટ.

રૂસતમ—સાંભલો, આય ટુંક સાર છે. એક મોટે નામે અને માહરા બાપની વીરૂધ હું એક મુરખાઈ ભરીવાં લગન કરૂંચ.

હોરમજશા—(સ્વગત) એ હું સું સાંભલુંચ. એ મેં આય શું કીધું ! એતો જાને "દમ જાય ને ઢોલ વાગે, ને લોક જાને વીવાહ, બંધ બારણે છાસ પીને ઓટલે કુર્યાં દીવા," તેમ થયુંચ.

રૂસતમ—પણ માહરો બાપ એ ભેદ જાનેચ, ને મને પોતાના ઘેરમાંથી કાહરી મુકેચ. ને તે ઉપ્રાંત મને આપવા ધારેલા પોતાના વારસામાંથી પણ બાતલ કરેચ, (કોહેનુરને બતાવીને) ને બધું એના ધનીને આપી જાયચ.

મેહલુ—(સ્વગત) અહા ! કોણ જાને આય શું તરકટ રચાયચ.

રૂસતમ—સરતનાં મેદાનમાં અને સત્તામાં હું બધું ગુમાવી બેઠાચ.

હોરમજશા—(સ્વગત) હાં, જોયું કેની? હું ધારતોતો તેજ સાંબે આયું. ખરેખર, "જેહરનાં લાડવામાં એલચીનો સ્વાદ નહીં હોય!"

રૂસતમ—અને માહરી ભવીષની બૈરીના બાપ તરફથી મલેલી રકમ ખોહી દેવાથી, હું તેણીથી કંટાલુંચ અને તેણીની હાજરીને પણ ધીકારૂંચ.

હોરમજશા—(સ્વગત) ઓ લુચ્ચા !

રૂસતમ—અને ટુંકમાં હું એની તરફ વધારે ધ્યાન આપુંચ.

[કોહેનુરને દેખારેચ]

મેહલુ—(સ્વગત) અરે તાહરૂં સત્યાનાસ થાવરે લુચ્ચા બદમાશ!

રૂસતમ—એના માલેકે માહરો વારસો છીનવી લીધો, તેથી આપરે જાને તેની પર વેર લેવાનો ઠેરાવ કીધોચ.

જમશેદ—પણ તેની મરજીથીજ કેની વારૂ? પણ એવનનો નેચર મને સમજાવસો ?

કોહેનુર—હું એક ઘણી ખુબસુરત છેઉં, પણ પાપી છેઉં

હોરમજશા—(સ્વગત) શું નફ્ટ રાંડ છે ! પેલી કેહવત છે કે "નરમદા નદીને કીનારે ખાધી ખીર ને ખાંડ, એક છે જાતની વેસ્યા, ને આએ સાથે બેઠાચ બે ભાંડ."

રૂસ્તમ—માહરાં લગનથી પૈસાની લાલચપરજ સમજવાં.

હોરમજશા—(સ્વગત) ઓ ફરેસતાના સાયામાં શયતાન !

બેહરામશા—(સ્વગત) હું ચાહુંચ કે એ લોકનાં ચેહરા હું જોઇ લેઉ; પણ કંઇ ફીકર નહી. હજારોની સંખ્યામાંથીબી હું એ લોકોને પીઠ પાછલથી ઓલખસ.

રૂસતમ—એની ખુબસુરતીથી અંજાઇ જઇને જે કંઇ પરીણામ નીપજે તેની દરકાર કર્યા વગર, મેં ફકત એનેજ નહી; પણ એના પૈસાને મેલવવાનો પણ વીચાર કીધોચ.

હોરમજશા--(સ્વગત) ચાલો, વેહવાઈ થઈ ચુકા ને નગારાં વાગી રહયાં ! " વેહવઈનું ઘેર વારમાં, ને જે ગીયું તે ખારમાં."

રૂસતમ—પણ હવે માહરાં સુખની વચ્ચે બે અડચણો આવીને નરેચ. તેમાં એકતો એનો ધાંખરો ને બીજો તાહરો સસરો. [હસે છે]

હોરમજશા—(સ્વગત) લેઓ બરાબર પોતાનો જાતી ખવાસ દેખારીયો! " લીલી તોપી નીખારી, ને ભણુયા ગણુયા પણ ભીખારી."

રૂસતમ—હવે એ બધાંની કાસર કહારવા હું એક ગોઠવણુ કરૂંચ તે તમે ધ્યાનથી સાંભલો. ઘેરનાં એક માનસને હું હાથમાં લેઉંચ, અને તે લોકની ચાહેમાં " નાઇટ્રો ગ્લીસરાઇન " નામનું જેહર નખાઉંચ, કારણ કે તે જેહરની એવી ખાસીયત છે કે, જ્યારે તે ચાહે સાથે ભેલીને આપે, ને તે જેહર ભેળેલી ચાહે બદનના ચોકસ ભાગોમાં પચી જાય, તારે તે દારૂગોલાની માફક ફાટીને તેના ભોગના બદનના ટુકરે ટુકરા કરી નાંખેચ.

હોરમજશા—(સ્વગત) ઓ, ખોદાય ! કેવું ભયંકાર તરકટ !

જમશેદ—અહા! આએ પ્લોટ ઘણોજ સરસ છે અને જરૂર તેની અસર થયા વગર રેહસે નહીં.

કોહેનુર--અને હુંબી માહરાં કામની વચ્ચે જે કોઇ પરેચ તેનીપર એજ યુકતી અજમાઉંચ.

મેહલુ—(સ્વગત) અરે માહરા બાપરે ! રાંડતો કેથી નંબર વન ખુની છે!

રૂસતમ—હવે જાને બૈરીનું કાટલું તો એમ નીકળ્યું.

**જમશેદ**—બ્યુટીફુલ ! બ્યુટીફુલ !

**બેહરામશા**—(સ્વગત) બ્યુટીફુલ ? ઉભો રેહ બચ્ચા, તુંને સપરાવીને સરકારનો "ડયુટીફુલ" હું નહી થાઉં તો હું બેહરામશા દીટેકટીવ નહી.

**જમશેદ**—પણ એ બનાવ જાહેરમાં બનતે તો ઘણું સારૂં.

**રૂસતમ**—પણ નંહી તેમ બનીજ કેમ સકે ?

**જમશેદ**—એ ઘણીજ અફસોસની વાત છે. તેમ જો થતે તો ઘણીજ સરસ અસર થતે.

**રૂસતમ**—પણ તે કેવી રીતે હું લાવી સકું ?

**જમશેદ**—નહી કાંએ લવાએ ? એક મુશકેલ વલાને વધારે રસીલું બનાવવા એ લોકને ભર ચોગાનમાં ઠાર કરવાં ઉતાં. અહા ! જો માહરા હાથમાં એવું કામ હોય તો એક એક જનાના તોટા પીસી, લોહીએ જજરતા કરીને માહરાં તે કમકમાટ ભરેલાં કર્તુકથી, લોકોનાં દીલમાં એવી કંપારી પેદા કરૂં, કે દુન્યાની આકેબત આવે, જમાના ગુજરી જાય, પણ જારેબી તે માહરાં કીધેલાં કર્તુકો લોકો યાદ કરે, તારે ત્રાહે ત્રાહે પોકારી માહરી પર આફ્રીન કરે.

**હોરમજશા**—(સ્વગત) આએ વરી કોઇ પેહલા નંબરનો બદમારા દેખાયેચ. એની તો બસ "વા પર વાત ને ભુત પર ચીઠ્ઠી છે." અરે એ નાપેકારો, તમારો કીયા દોજખમાં ઠારા થશે !

**રૂસતમ**—પણ હજુર આપુને તો એના ઘણીનો નીકાલ લાવવોચ, ને તે કામ તમારે બજાવવું પરસે, તેની છાતી એક પીસતોલની ગોલીથી તમોને વીંધવી પરસે.

**જમશેદ**—હા. સેવક ટારગેટ પર ગોલી છોરવામાં એક પકકો નીશાનબાજ છે. "આઇ એમ આ વોલનટીયર" અને એતો હું એવું ભજી બતાવસ, કે તેની છાતી તો સું, બલકે તાં જેટલું લોક આવેલું હોસે તે બધાંની છાતી ગોવા વીંધઇ જશે. ફીનીશ.

**મેહલુ**—(સ્વગત) ઓ ખોદા ! આએ સખુનોજ માહરી છાતી વીંધી નાંખવાને પુરતા છે. એતો કથો મને ઓલખી મરેચ, પણ

હુંતો જાણતાબી નથી કે, એ કોણ મુવોચ! ઓ કંગાળ! બે મુરવત, ચરમ ચોર ઓરત, આવો તાગરો? આવું તરકટ? મોહને બી-ડાસ ને પેટમા કરવાસ? પણ રાંડ, જોજે કે મોહને માથે સેવટે તુ ધુલ ભરસે.

રૂસતમ—એવું કરપીન ખુન કરવા માટે હું તમુંને કંઈ ઇનામ આપસ.

મેહલું—(સ્વગત) અરે પણ ચંડાલ! તાહુરે માહરે લેવા દેવાજ સું કે, મારે માટે આવું કપટ?

[જમસેદને પલોટમાં ફરક માલમ પડવાથી ડોકું ધુંનાવેચ.]

રૂસતમ—તમે ગમે એવા બદમાસ છતાં ખુન કરવાને ના પારોચ?

જમશેદ—માફ કરજો સાહેબ, હું ના પારૂં? નેવર, કદી નહીં. અરે હું હજારોને મારી નાંખું તેવી કીસમનો તમે મને ચીતારો. એક હરહરતા બદમાસમાં જો કોઈબી રીતની નબલાઈ અથવા પશચાતાપ માલમ પરે, તો તેનો હરધુત થવાને બદલે લોકોની દયા ખેંચી શકે.

રૂસતમ—ઓહો! તારે તો તમુંને હરધુત થવા ગમેચ?

જમશેદ—હા, મને હરધુત થવા ગમેચ, ને હરધુત થવામાં તો માન છે.

હોરમજશા—(સ્વગત) આએ તો તદન "મેડ હાઉસ" જેવી વાત ચાલેચ. સત્યાનાસનો ગીયેલો ખુન કરીને હરધુત થવામાં માન સાનું સમજેચ! "એ દેવાનાં ત્રીજી દેવાની, જોઈ લેઓ આયે તુલજી ભવાની."

રૂસતમ—અરે તમારૂં કામજ એવું કરણારસીક છે, કે જ્યારે હું તેનો વીચાર કરૂંચ, અને માહરી પોતાનીજ એ રચના છે; એમ હું સમજુંચ, તે છતાં હું તમારા મોંનાપર થુકુંચ.

હોરમજશા—(સ્વગત) લે આપસ આપસમાં સલગી છે!

જમશેદ—હજુ તો મેં ખુન કીધાં નથી, પણ તે છતાં માહરૂં લોહી એવું ઉકલેચ કે તમુને ગરદનમાંથી પકરી તમારૂં લોહી પીયું.

[આંગપર ધસેચ.]

**કોહેનુર**—(ચીસ પાડીને વચમાં જાયછે) ઓ જમશેદજી, એમ શું કરોચ! (સ્વગત રૂસતમને) મને તો એનણનું કાલાખું ગેપ લાગેચ.

**મેહલુ**—(સ્વગત) અરે રાંડ વચમાં સાની પરી! એનું કાટલું કાહરવાજ દેતે.

**રૂસતમ**—કોહેનુર, તું નહીં સમજે. ખરા ખુનીઓ અને ફાંસીગરો કેવા હોવા જોઇયે, તે મીસતર જમશેદ પોતાનો જુસ્સો દેખારી દુન્યાનાં લોકોમાં કામ સાથે નામ કહારસે.

**હોરમજશા**--(સ્વગત) એ આએ વરી બીજો ધસેલો! એ ખુન કરીને માન સાથે નામ કાહરસે કે બાપદાદાનું નાખ કપાવસે. તારે એમજ કાંય નહી કેહતા, કે શેહેનશાહ એડવરેડ એને સી. આઇ. ઇ. નો ખેતાબ આપસે.

**રૂસતમ**--હવે જારે આપુંને માલમ પરીયુંચ કે એનો ધણી દરીયા કીનારા પરથી રાતરે પસાર થવાનો છે, ત્યારે આપરે બેઉ જના તેની વાર જોતા એક ઠેકાણે છુપઇ રહીસું, અને અંધારી રાતનો લાભ લેશું.

**મેહલુ**--(સ્વગત) અરે એ લોકો મારંજ ખુન કાંએ કરવા માંગતા હોસે, કંઈ સમજ પરે!

**જમશેદ**—એકસલન્ટ! એકસલન્ટ!!

**રૂસતમ**—હું એક કલોરોફોર્મથી ભીંજવેલો રૂમાલ માહરી સાથે રાખરા, અને જેવો આપરો ભોગ નજીક આવસે કે તેનીપર ટુટી પરીને તે રૂમાલ તેને સુંગારસ, અને થોડીજ મીનીટમાં તે આપરા પગ પાસે બેશુધ્ધ થઇને પટકાસે.

**બેહુરામશા**—(સ્વગત) લુચ્ચા બદમાશો!

**મેહલુ**—(સ્વગત) ધી રસ્કયનસ.

**હોરજમશા**—(સ્વગત) લુચ્ચાઓ ઉભા રહો, "મોહતને કંઇ મુરત હોયજ નહી." બચ્ચાઓ, એમજ જાનજો કે, તમારૂ હવે આવી બન્યુંચ.

**રૂસતમ**—આપરે પછી તેનાં કપરાં કહારીને દરીયાના કીનારા પર મુકસું, ને તેનાં બેસુધ શરીરને દરીયામાં ફેંકી દઈસું.

**જમશેદ**—ફીનીશ. રીમાર્કએબલ.

**રૂસતમ**—અને પાછલથી તેનાં કપરાં દરીઆ કીનારા પરથી મલી આવસે અને તેનાં શરીરપર કંઇબી જુલમ જાસતીની નીશાંની નહીં માલમ પરસે, તો પોલીસ એમજ ગોતું ખાસે કે નાહતાં અકસમાત દરીવામાં ડુબી મુવો હોસે. આએજ સીધો ને સલામત રસ્તો આપરે માટે છે, ને આપરૂં કામબી પુર ફતેહમદીથી પાર પડશે.

**જમશેદ**—ફીનીશ. રીમાર્કેબલ! રીમાર્કેબલ. !!

**રૂસતમ**—પછી હું તમુને તમારા પથ્થેલા રૂપ્યા આપસ તે લઈને તમે અહીંથી વટેણ્યુ વાવી જજો, કે સેતાનબી તમુંને સોધી કહારી શકે નહી.

**બેહરામશા**—(સ્વગત) અરે બચ્ચાજીઓ, મનમાં અદરાઓ ને મનમાંજ પરણો; એક બાજુ પોલીસ છે.

**રૂસતમ**—મીસતર જમશેદ, હવે આએ આપરા કામ કાજને લગતાં કાગજિયાં તમારે ઘેર લઇ જાઓ અને આપરે વાંદરે આપરી ધારેલી જગાએ મલસું.

**બેહરામશા**—(સ્વગત) વાંદરાના દરીયા આગલ માહરે સખત ચોકી પેહરો રાખવો પરસે, અને મને થાણા પોલીસની મદદ લેવી પરસે.

[રૂસતમ પાકેટમાંથી રૂપ્યા કહાડી જમશેદને આપે છે.]

**રૂસતમ**—મી. જમસેદ, આટલી રકમ એકસેપ્ટ કરસો ?

**જમશેદ**—મેની થેંકસ.

**રૂસતમ**—ધેરસ ઓન એકાઉન્ટ.

**જમશેદ**—થેંક યુ. (કોહેનુરને) વેલ મીસ કોહેનુર, સેવક રૂખસત લેય. પ્લોટ ઇઝ ફીનીશ.

**રૂસતમ**—નોટ યટ. (જમશેદ જવા પછી કોહેનુરને) જમસેદબી એક ઘણોજ વીચીત્ર માણુસ છે હં! મેં સાંભલ્યુંચ કે એને મોહને પીપયુંબી ઘણું છે. હોટેલમાં હુ ગીયો તારેબી વીસકીની બાટલી ને ગલાસો પરેલાં ઉતાં.

**કોહેનુર**—તે તમે તેને કહ્યું કાંએ નહી? નહી તો પી બી ને આપરાં કામકાજનો ધાન વારસે.

રૂસતમ--અરે નહીંરે કોહેનુર, હું સું એને કેઉં ? એવા સ્કીલફુલ માનસો પોતાનું કામકાજ પોતેજ ઘણી અચ્છી રીતે સમજી શકેય. મેં તો ફકત સાંભલેલી વાત તુંને કહી, પણ આપણા પારસીઓની અંદર એવા એક બાઇટરસોનો કાં ટોટો છે. કેટલાક એવા પરવારતાઓને લોકોની નીંદા કરવા બેસારીયા હોય તો ખાવાનુંબી નહીં માંગે. અરે કેટલાક લુટારાઓનો તો એવો ધંધોજ હોયચ, કે આઇતાંપર કોઈતું મારી સારા માણસોની બદગોઇ કરવી. વરી હમના તો એટલું અતેરું થયુંચ કે લોકોના સુખવાસી કુટું-બોમાં નનામાં કાગલો લખી તેવોનાં સુખમાં ખલલ નાખવાની નીચ કોશેસ કરવામાં આવેચ. પણ એવા લે ભાગુ તરકટીયાઓને કેટલું વજન આપવું; તેનું સમજુ વર્ગ તુરત તોલ કરી લેચ. આહા ! એવા બદમાસોને સપડાવી, કાએદાની ચુંગાલનો ઝટકો લગાવ્યો હોય તો બીજાઓ તેથી એવી નાલેસીઓ અને તરકટો કરતાં અટકે.

કોહેનુર—રૂસતમજી, હવે મને ઘણો વખત થયો, હું જાઉંચ. આજ રાતનાં આપરે પાછાં મલસું. ખોદાય આપણું ધારેલું કામ પાર પાડે. [જાએ છે.]

રૂસતમ—એને સોપેલું કામબી આશા છે કે એ ઘણી ચાલાકીથી ભજી બતાવસે. ચાલો હવે થોરી જોઈતી ચીજો લઇને વાંદરે વંજો માપીયે. [રૂસતમ જાએ છે. હોરમજશા, મેહલ્લુ અને બેહરામશા પોતાની ભરાવાની જગાથી બાહેર નીકળેચ, પણ હોરમજશા અને મેહલ્લુની નજર બેહરામશાપર પરવાથી પાછા ભરઇ જાએ છે.]

બેહરામશા—આહા ! એના કરતાં સરસ કાવતરું મેં કોઇ દીવસે પકરીયું નથી. જો એ ભોપાલું મેં ફોરીયું તો એમજ જાનજો કે, આવતા સાલના સરકારી માન અકરામના લીસ્ટમાં હમનાનાં આએ અમથા બેહરામજી, ખાન બાહદુર બેહરામશા સી. આઇ. ઇ. તરીકે બીરાજમાન થએલાજ છે. પણ હવે મને અંહીયાં ચોકી પેહરા રાખવા જોઇએ. માહરા હાથ નીચે નોકરી કરતા શેર-ખાનને હું અહીંયા મુકરર કરુંચ, અને આએ તરકટમાં કાંઇ બીજો નવો બીલ્લુ સપડાએ, તો તેને બેરી ઠોકાવી "કીંગ એવીડન્સ" કરવાની

લાલચ આપુંચ. [બેહરામશા જડપથી જાએ છે, તેવણુને જતાં જોઈને મેહલ્લુ અને હોરમજશા પોતાની છુપાવાની જગાથી બાહર આવે છે, પણ હોરમજશાની નજર ટારગેટ પર પડતાં પાછા કબટમાં ભરઇ જાએ છે]

મેહલુ—અહા ! કોહેનુર, મેં તારી તરફથી એવી બેવફાઇની આસા નહીં રાખીતી. અરે ખોદા ! હું સ્વપનો જોઉંચ કે શું ? હું ઘેલો તો નથી થઇ ગીયો ? નહીં, નહીં, એ બધું ખરૂંજ છે. એ વાતનો હું કીનો લેવસ અને માહરે હવે જે પહેલી વાત ધ્યાનમાં લેવીચ તે એ કે માહરે મોટી રકમનો માહરો પોતાનો વીમો ઉતરાવવો. કારણ કે જારે હું જાની ચુકોચ કે માહરૂં ખુન થવાનુંજ છે, તારે જે બને તે ખરી. રૂપ્યા પચાસ હજારનો વીમો ઉતરાઉં, કારણ કે મને પ્રીમ્યમ તો જાહજું ભરવું પરસે નહીં.

[જાએ છે, હોરમજશા બાહર નીકળે છે.]

હોરમજશા--મને અહીંયાં પાછો આવ્વાની જાને ગેબી બસારત થઇ. તોબા ! તોબા ! "કલોરોફોર્મ ને વરી નાઇટ્રાગલી સરાઈન !" ઓ ખોદા ! તાહરો ઉપકાર હું કેમ ભુલસ. પણ સબર (સામો જોઇ) પેલો પાછો આવી મરેચ, હું પાછો છુપઈ જાઉં.

[હોરમજશા કબાટમાં ભરાવા જાએ છે, પણ કબાટનું બારણું બંધ જોઈને લીફટની અંદર ભરાઈ જાએ છે, અને રૂસતમ બેગ લઈને દાખલ થાએ છે.]

રૂસતમ—ચાલો, બ્રેકફાસ્ટબી કરી લીધો તો સારૂં થયું કે પંચાતજ ઓછી. પણ અજબ થાઉંચ કે ગનપતરાવ મુના કહાં, હજુ આયા નથી. હું આજે આખી રાત બાહર રેહવસ તેથી માહરે ગનપતરાવને માટે તે સાઉચેતીમાં રેહ, એવી આએ ચીઠી લખેલી છે, તે મુકી જવી જોઇયે. (રૂસતમ ચંગ વગાડે છે અને કાવસ દાખલ થાએ છે) કાવસ, આએ ચીથી ગનપતરાવને આપજે. (કાવસને ચીઠી આપી રૂસતમ કબાટ ઉંગાડેચ, અને ઓવરકોટ લઇ બંધ કરી કુંચી દેઇ ગજવામાં મુકે છે.) પણ કાવસ, કદાચ હું રાતે પાછો આઉં, તેથી ઘણો સરસ કોલસો:-

**કાવસ**—(સ્વગત) એટલે સેન્ડ વીચ. (જાહેર) વારૂ સાહેબ, સારૂં, હું હમનાંજ મંગાવી રાખુંચ સાહેબ.

**રૂસતમ**—અને થંડીબી ઘણી છે. માટે સગરીમાં સરસ આતસબી રાખજે.

**કાવસ**—(સ્વગત) એટલે વીસકી ને સોડા. (જાહેર) વારૂ સાહેબ, ઘણો સરસ આતસ સગરીમાં રાખસ. પણ સાહેબ, વીસકી કીયો લાઉં?

**રૂસતમ**—કેબીનેટ વીસકી.

**કાવસ**—તે વીસકી કંઇ તમો સાહેબને ઘણો પસંદ છે?

**રૂસતમ**—ઓ, યુ ડોન્ટ નો કાવસ, ધેટ કેબીનેટ વીસકી ઇઝ સપલાઇડ ટુ ધી લોર્ડ-મેયર એન્ડ કોરપોરેશન ઓફ લનડન.

**કાવસ**—ઠીક છે સાહેબ, પણ સાહેબ આપરી ઓફીસના માળપર પેલા જોન્સ સ્મીથ કેમીસ્ટની લેબોરેટરી છે, તે હવે સાંઝ-થવા આવીચ તેથી બંધ થસે, અને આએ લીફ્ટ તેનેજ મુકાવેલી છે, તેથી સાહેબ હવે એને નીચે ઉતારવી જોઇએ, નહીંતો વરી પાછું દીપાણું કરસે. [ કાવસ, લીફ્ટ આગલ જઇને બેલ વજાડેછે, હોરમજશા લીફ્ટમાં ભરાયલા છે; તેવનને લઇને લીફ્ટ ઉપર જાએછે, હોરમજશા ગભરાઇને બુમ પાડેછે. ]

**રૂસતમ**—કાવસ, ઓ ઓ ઓ, કરીને અવાજ શું થયો?

**કાવસ**—અરે એતો સાહેબ, લીફ્ટનું લોખંડ કામ જરા ચીચ-વાયચ. લીફ્ટમાં સાહેબ, જરા ચરબી કમ છે. જરા ચરબી વધારે હોય તો એ ઘસઇને અવાજ નહીં કરે.

**રૂસતમ**—કાવસ, યુ જસ્ત કીપ કવાએટ. નાઉ લુક હીયર કાવસ, બી કોશયસ લાઇક આ ગુડ બોય. જો કાલ સવાર સુધીમાં હું નહીં આઉં તો કામકાજનાં કાગજો માહરે ઘેર પોંહચારજે. (પાઘડી અને હેન્ડ બેગ લઇને) "નાઉ યુ સ્લીપ આઉટ બાઇ ધી સાઇડ સ્ટેર કેસ." [જાએ છે.]

કાવસ—ઓહો! આજે તો મજાહ છે. એ પાછો નથી આવવાનો. જેમ બીલારીની ઘેર હાજરીમાં ઉંદરોને મજાહ પરેચ, તેમ કામ પ્રાજ ગીયું જહાંનમમાં! આપરેતો આજે મજાહ કરશું.

[ ગનપતરાવ દાખલ થાએ છે. ]

ગનપતરાવ—કેમ વરી તું શું હંઇયાં કરેચ. ?

કાવસ—મીસતર ગનપતરાવ, તમારે માટે શેઠ ચીઠી આપી ગીયાચ.

ગનપતરાવ—ઓહો વરી ચીઠી સાંની. (ચીઠી ઉખેડીને વાંચે છે) મીસતર ગનપતરાવ, મેં તમુને કહ્યુંચ તે પ્રમાણે ધ્યાન રાખજો. માહરી મેહરાંના બાવા હોરમજશા આવે તો તેવનને કોઇ પણ રીતનો શક જવા દેતા ના. તેવણુને ઉદાવજો, આપરા રસ્તામાંથી દુર કરજો, અને એવી રીતે ઉદાવજો, કે તેવણુ વીચાર કરતા કરતા ગુંગલાઇ જાય. (કાગજ વાંચી રહીને) અરરર! સારી યાદ આવી. (કબાટ તરફ જોઇને સ્વગત) અરે! કબાટનું બારણું તો બંધ છે, ને હોરમજસા તો કબાટમાં છુપાયાતા! (કાવસને) કાવસ, પેલા હોરમજશા અંહીયાં આયાતા તેવનને પાછા જતા તેં જોયાચ ?

કાવસ--નહી. [કાવસ જાએ છે]

ગનપતરાવ—ઓ બાઇ ગોઠ! તારે તો કબાટમાંજ તેવણુ ગુંગલઇ ગીયા હોસે. અરરર! હા કસી ગસ્યાંત નમાત પરલી! (કબાટ ઠોકેચ) અરે મીસતર, હોરમજશા? તમે મરી ગીયાચ કે જીવતં છેઓ ? (ખુબ જોરથી બારણું ઠોકેચ) ઓ હો! કંઇજ જવાબ આપતા નથી. બસ ડનઅપ, ડનઅપ, ફીનીશ. માહરેજ હાથે બીચારા દુન્યામાંથી બોયકોટ થયા. ઓ ગોડ, આઇ એમ આ મરડરર, બટ ગુડ નેચર; નોબલ મરડરર, વેરી રીસપેકટેબલ મરડરર. ઓ ખોદા! માહરે હાથે ખુન થયુંચ, તે તું માફ કરજે.

[ઉપલું બોલતું બેહરામશા સાંભલે છે, શેરખાન ડીટેકટીવ સાથે આવે છે]

બેહેરામશા—(સ્વગત શેરખાનને) શેરખાન, તેં હમના સાંભલ્યુ કે? એને બી કોઇનું ખુન કીધુંચ હં! એનાં હાથમાં તમે બેરી ઠોકો. હું હમણાં છુપઇ જાઉંચ, ને પછી જાહેર થઇને એને દીલાસો દેવસ.

કારણ આએ બધી ખુની ગેંગનો ભેદ એનીજ પાસથી આપુને મેળવવોચ. પણ હાલ તુરત તો એને બેરી ઠોકવીજ જોઇયે. (સાંમે જોઈને) એ આએ સાંમેથી કોણ આવેચ. જરા છુપઇને જોઇયે તો ખરા. [બેહરામશા છુપઈ જાએ છે, ને કાદિરબેગ દાખલ થાએછે]

કાદિરબેગ—કેમ ગનપતરાવ શેઠ, રૂસતમ શેઠ કીધર હય, ઔર કોહેનુર કહાં હય? લીજીયે, એ આપને જો ખંજર ઔર તુપંગચા મંગવાએ થે, વોહ સબ મયં લાયા હું.

[કાદિરબેગ ખંજર અને પીસતોલ કપડાંમાં લપેટેલી છે તે બહાર કાહડી આપે છે.]

ગનપતરાવ—(ઘણોજ ગભરાટમાં) અરે મીયાં, તુમ કોણ હો ? મયંને કબ હથ્યાર માંગાથા ! હમકો હથ્યાર કસાલા પાહેજે ! (સ્વગત) હથ્યાર વગર તો એક ખુન થઇ ગીયુંચ. (જાહેર) જાઓ, જાઓ, મેરેકુ હત્યાર નહીં જોઈયે.

કાદિરબેગ--અરે તુમને નહીં કહા ઔર તુમારે શેઠને કહા, સબ એકહી બાત હય. [કાલીચંદ્ર દાખલ થાએ છે]

કાલીચંદ્ર—(કાદિરબેગને) બંદગી જનાબ. આપ બજારમેં જાનેકે લિયે કહેકે, યહાં કયું તશરીફ લાયે ? ઔર બાજારસે ખંજર ઔર તુફંગચાભી ખુબ ખરીદા. જીસકે બદનપે બાર હોગા ઉસકા બેરાહી પાર હય.

ગનપતરાવ—અહા! મરડર, મરડર.

બેહરામશા—(શેરખાનને) શેરખાન, આએ ત્રણેને બેરી ઠોકો. આએ વરી નવો બીલ્લુ સપરાયોચ.

શેરખાન-બહોત અચ્છા જનાબ, એ તીનોકી તંગરી તંગ કરતા હું. (સીસોડી વજાડેછે, ત્રણ સીપાઇ દાખલ થાએ છે.) ખબદાર ! યહાંસે કીસીને હટના નહીં. [સીપાઇઓને શેરખાન ઇસારો કરે છે, સીપાઇ ત્રણે જનોને બેરી થોકેચ.]

કાદિરબેગ—યા ખુદા ! યે કયા ગજબ !

કાલીચંદ્ર--યેહે ગજબસે તો મયં નિહાયતહી હું અજબ!

ગનપતરાવ--હાય હાય! ગાજરાચી ચોરી વ ફાંશીચી શીકશા.

[ બેહેરામરા જાહેર થઇને ગનપતરાવને દીલાસો-દેચ, કાદિરબેગ ને કાલીચંદ્ર એકએકના ચેહરા ટીકે છે. શેરખાન કેદીઓને ચોકીપર લઈ જવાનો ઈશારો કરે છે, કાવસ દાખલ થઇને અજાયબીથી જોએ છે. ]

ટેબલો

ડ્રોપ.



# અંક બીજો—દેખાવ પહેલો.

## ગનપતરાવનું ઘર.

[ગનપતરાવની બૈરી તારા, એક પાટલા ઉપર બેસી ચોખા ચુંટતી માલમ પડે છે.]

### જીલા-દાદરો.

**તારાબાઇ**—ખિલી શી કલી, સુંગધી સદા મળે,
રસીલી, મધુરી, રૂપાળી વ્હારે—ખિલી.
એજ કળી કેળવણી ચુંટવા તું ચાલ ભણી—ખિલી.

માઝા પુત્ર બાળા, શાલાંત ગેલા તો હજુન ઘરી આલા નાહી. બાલા વરતીજ માઝા સર્વ આધાર આહે. માઝે લગણુ મી દાહ વરશાચી હોતે તેવાં ઝાલે, મનુંન મી હયા ભારી દુ:ખ આંત પડલી. માઝા પતી માઝા લાયકચા નીવડલા નાહી. બાલ લગણાચાકા એદા. શ્વરીજ વાહીત આહે.

### કલ્યાન-દાદરા.

હાય ! વિભૂ પીયુ હારીરે,
સૌભાગી હું અભાગી-હા વિરાગી—હાય !
સુખી હતી જીંદગાની,
પિયુ વિના મૂઇ જાની—હાય !

[બેહરામશા અને શેરખાન, ગનપતરાવ, કાદિરબેગ કાલીચંદ્રને એક એક સાથે બાંધેલા હાથમાં બેડી ઠોકેલી લઇને દાખલ થાએ છે]

**તારાબાઇ**—હે પ્રભુ ! હે કાએ ! હે મી કાએ પાહાત આહે !

[ધ્રબરાઇને રડે છે.]

**બેહરામશા**—બાઇ, તુમી ઘાભરૂ નકો.

**ગનપતરાવ**—મીસતર બેહરામશા, મેં તમારી આગળ બધાં કાવત્રાંનો ભરમ કહ્યો, અને તમે મનેજ સપડાવ્યો કે ? બોયકોટ મી ? બાઇ ગોડ ઇફ યુ વીલ બોયકોટ મી, આઇ વીલ બોયકોટ એવરી થીંગ.

**બેહુરામશા**—ગનપતરાવ, મુગા મરો. તમારા તરફેણના પુરાવા જો મજબુત હોસે, તો તમે કોઇના પણ કેહવા પુછવા વગર આખી દુન્યાથીજ બોયકોટ થસો.

**ગનપતરાવ**—વંદે માતરમ, બોયકોટ, બોયકોટ મી. સર, અધર વાઇઝ આઇ વીલ સ્વીસાઇડ એ માંઉનટીંગ ટુ મરડર. આનીક મંગ તારા, તુલા દુસરા માઝા સારખ્યા ગનપતરાવ કુઠે મીલેલ ? વંદે માતરમ! બોયકોટ, બોયકોટ.

**બેહુરામશા**—હવે ગનપતરાવ, મુગા મરોચ કે નહીં! એવા ઘેલા ગાડાં બુમાટાથી કંઇ હું તમુંને છોરવાનો છેઉં ? એથીતો ઉલટી ઇનસાફમાં ઢીલ થાયચ. આએ ક્રીસમનાં તમારા લવારાથી હું તમોને મેડ હાઉસમાં નખાવસ, તેથી હવે એકદમ ચુપ થાઓ. બાઇ તમે પણ આય બોયકોટનાં ધખારાને વશ થએલાં છેઓ કે ?

**તારાબાઇ**—જી નહીં. આતા ह्या આર્ય ભુમીત જેથે તેથે બોયકોટચા સપાટા અસા પસરલા આહે કી હે આમચ્યા નવરાંચા ડોક્યાંત તોચ વેડ ભરૂન ગેલે. આનીક માલા સુધ્ધાં બોયકોટ કરાએલા સાંગતાત. શેઠ માહરા પતીને છુટો કરો. એવણમાં કેટલાક ગુણો સારા નથી, પણ તેમ છતાં ફોજદારી અપરાધ કરવા જેટલા એવણ ખરાબ માનસ પણ નથી.

**બેહુરામશા**—ઉભાં રહો બાઇ, મને તમુને કેટલાક સવાલો પુછવા છે. તે પુછવા પછી જો ગણપતરાવને છુટા કરવા ઘટસે તો હું છુટા કરસ.

**ગણપતરાવ**—બાહ, હે શેઠ જો ઇચારેલ, ત્યાંચા ઇશ્વરલા સ્મરૂન ઉત્તર દે. માઝી આઈ, મી તુલા અતાં બોયકોટ નાંહી કરનાર. બાઇ ગોડ આઇવીલ બોયકોટ એવરીથીંગ.

**બેહુરામશા**—(નોટ બુક કાહડીને લખેછે) બાઇ તમારૂં નામ શું ?

**તારાબાઇ**—જી, માહરૂં નામ તારા.

**બેહુરામશા**—વારૂ તારાબાઇ, તમારા ઘેરમાં કોઇબી દાહડે આય એ જન આયાતા કે? [કાદિરબેગને તથા કાલીચંદ્રને બતાવે છે]

**તારાબાઇ**—જી નહીં, એવોનું મોહડું મેં આજેજ જોયું.

**બેહરામશા**—તમારા ઘેરમાં આજે તમારા ખાવીંદ ગનપતરાવે પીસ્તોલ અને બીજાં હથ્યાર લાવી મુક્યાંચ તે કહાં છે?

**ગણપતરાવ**—ફોલ્સ, ફોલ્સ. હું હથ્યાર લાયોજ નથી. બેહરામશા, આઈ વીલ બોયકોટ યુ ફોર સચ ફોલ્સ ઇનવેસટીગેશન.

**બેહરામશા**—કીપ કવાએટ સર. બાઈ, ખરૂં બોલો, ગનપતરાવ હથ્યાર લાયાચ કે નહીં?

**તારાંબાઈ**—શેઠજી, જુઠું હું કદી બોલું નહીં, જુઠ્ઠાંને હું ધીકકારૂંચ. કેમકે એક જુઠ્ઠું બોલવા ખાતર બીજા પચીસ વલાં જુઠ્ઠાં ઉભાં કરવાં પડેચ, અને તેમ કરી તે પરમેશ્વરનાં બમણા ગુનાહગાર ઠરીયેચ.

**બેહરામશા**—આફ્રીન, બાઈ આફ્રીન! વારૂ તારે જોઉં; તમો જો સચ્ચાઇનાજ સાથી છેઓ, તો માહરા સવાલનો જવાબ આપો, કે ગનપતરાવ હથ્યાર લાયાચ કે નહી?

**તારાબાઇ**—જીહા, લાયાચ. ઉભા રેહજો, હું હમનાજ લઈ આઉચ. [જાએ છે]

**ગનપતરાવ**—હત ત્યાનચી! ઓ બાઇ ગોડ, મીસતર બેહરામશા, બોયકોટ મી. હા સર્વ ઘોટાળા આહે, હે સર્વ સ્ત્રીચરીત્ર આહે. આહા હવે સમજ પરેચ. આએ જપાટા ભવાનીએ પણ માહરી ઉપર તરકટ રચ્યુંચ.

જીલા-ગત.

અરે ઓ નટખટ, ફરેબી ફટફટ, કરે તું કટકટ, તજી દે ખટપટ, ઓ અબળા નાદાન!

ચતુરા ચટપટ લજાને લટપટ, બકે છે પટપટ, ફરે તું ઘટ ઘટ-(૨)
અરે મગરૂર, કપટી કૂર, ચમકે તુર, વિષ ભરપુર, અબલા ઉર,
મારે નખરે દીલદાર, કરે ખ્વાર તું બેજાર,
ત્હારા પ્યારમાં અંગાર, ત્હારા ફંદનો ન પાર,
તને પ્હોંચે ન કિરતાર, તો શું માણુસના ભાર!
ઓ નારી ધિઃકાર!—અરે.

**બેહરામશા**—કીપ કવાએટ ગનપતરાવ. તમે એક ખરેખરા ખુની છેઓ; અને એક મોતાં પ્રપંચમાં સામેલ રહીને જારે તમુંને

કંઈ ઓછું પરીયું, ત્યારેજ તે લોકને ફસાવવાની તમે આએ વેનરણુ કીધીચ. પણુ યાદ રાખજો કે તમારે વાસ્તે "લાઈફ ટ્રાન્સપરટેશન" નો "સેનટન્સ" હાઈ કોર્ટની પોથીમાં નોંધાઈ ચુકોચ.

[તારા અન્દરથી રમકડાંની પીસ્તોલ તથા હથ્યારો લઇને દાખલ થાએ છે.]

**તારાબાઇ**—લેવોજી. હા સર્વે શસ્ત્ર માજા બાલા સાથી તેઆન્યા બાપાની આનથ્યા હાએત.

**બેહરામશા**—આએ હથ્યારો માટે હું નથી પુછતો. ખરાં હથ્યારો ગનપતરાવ લાયાચ તે કહાં છે?

**ગનપતરાવ**—મીસતર બેહરામશા, બોયકોટ યોર કાનવરટ ઈનવેસ્ટીગેશન. તેને મારી કુટીને મુસલમાન બનાવોચ કે? ઓ માઇ ડીયર સ્વીટ હાર્ટ, એવીડન્સ ઈન ધીસ કેસ વીચ યુ ગીવ અગેન્સ્ટ યોર બીલવેડ ગનપતરાવ પટપટે. સ્પીક ધી ટ્રુથ એન્ડ નથીન્ગ બટ ધી ટ્રુથ, સો હેલ્પ યુ ગોડ.

**તારાબાઈ**—ખરાં શસ્ત્ર એત્રન કદી લાયાજ નથી.

**ગનપતરાવ**—વેલ ડન! માહરી સચ્ચાઇની દેવી, વેલડન! નાઉ આઇ વીલ બી હેંગ ઈફ આઇ બોયકોટ યુ.

**બેહરામશા**—બાઇ, તમુને માહરે કંઇ સવાલ પુછવોચ, હયાં આવો. [તારાને બાજુ લઇ જાએ છે]

**ગનપતરાવ**—(દમામમાં) આઇ સે મીસતર બેહરામશા, ધીસ ઇઝ આઉટ ઓફ એટીકેટ, એન્ડ આઉટ ઓફ પ્લેસ; અગલી ઈનવેસટીગેશન. [ગનપતરાવ, બેહરામશાની આગલ જવા ચાહેછે, તેની સાથે બંધાયલા બધા ઘસરાય છે, અને તેમ કરતાં એક બીજા ઉપર તુટી પડે છે.]

**શેરખાં**—એ તાત્યા, તુમી ફારજ બદમાશ હાએ. ખડે હોજાવ! ખડે હો જાવ! [બધા પાછા ઉભા થાએ છે. બેહરામશા, તારાબાઈ સાથે વાત કરીને નોટ બુકમાં કંઇ નોધે છે, અને પછી ગનપતરાવ પાસે આવીને]

**બેહરામશા**—શેરખાં, ગનપતરાવને છોરી દેઓ. ગનપતરાવના હાથ પરથી બેડી કહાડે છે]

ગનપતરાવ—(શેરખાંને) બોયકોટ ધી એટવન્સ.

શેરખાં—અરે ચુપ, નહી તો બોયકોટના બરબરાડ માટે ફરી બેડી થોકસ.

ગનપતરાવ—(બેહરામશાને) થેંકસ, મેની મેની થેંકસ. માઈ લોર્ડ, પાહેલી? કસી માઝી વાઈફ આહે? શી ઇઝ એજ્યુકેટેડ અને તેથી તો બેહરામશા શેઠને કહીને માહરો છુટકો કરાવ્યો.

કાદિરબેગ—અજી મુજે છોરદો. સાહેબ, મેરાભી કુચ્છ કુસુર નહી. જરા મેરા ખુલાસા સુનીયે.

બેહરામશા—ચુપ રહો.

કાલીચંદ્ર—અજી જરા મેરી સુનીયે, મયં તો સીર્ફ—

બેહરામશા—ચુપ.

શેરખાં—ચુપ.

ગનપતરાવ—ચુપ. અરે શેઠ ધે આર પરફેકટ ફ્રોડ, એ લોકને છોરતાના. યુ મસ્ટ હેંગ ધેમ.

બેહરામશા— શેરખાં, તમે એ લોકને ચોકીપર લઇ જાઓ.

કાસીચંદ્ર—કમબખ્ત કાદિર, તેરે લીયે મયં નાહક યે ઝગડેમે, ફંસા. (બેહરામશાને) અજી જરા મેરા ખુલાસા સુનીયે.

બેહરામશા—ચુપ.

શેરખાં—ચુપ.

ગનપતરાવ—ચુપ. ધે આર ઓફ ગોલ્ડન ગેંગ. હાત તુમચી બોયકોટ, બોયકોટ ધેમ એટવન્સ.

કાદિરબેગ—સાહેબ, મેરા ખુલાસા સુનીયે, મયં બેકુસુર હું. એ ખન્જર ઔર—

બેહરામશા—ચુપ.

શેરખાં—ચુપ.

ગનપતરાવ—ચુપ.

શેરખા—ચલો, સીધે સીધે ચલો. [બન્નેને લઇ જાએ છે.]

બેહરામશા—ગનપતરાવ, તમે મને અરધા કલાકમાં પોલીસ ચોકી ઉપર આવીને જરૂર મલજો.

**ગનપતરાવ**—અરે નો નો સર. એસક્યુઝ મી, યુ બોયકોટ મી.

**બેહરામશા**—એમ છે કે? ઠીક છે શેરખાં. [શેરખાંને બોલાવતો હોય તેમ.]

**ગનપતરાવ**—અરે નો, નો, નો સર. નો શેરખાં, યુ બોયકોટ શેરખાં, હું આવસ સાહેબ. જરૂર આવસ.

**બેહરામશા**—તારે ઠીક. [બેહરામશા જાએછે.]

**તારાબાઇ**—હા કાએ તુમચી આબરૂ? અસે લબાડ મનુસ્યચી સંગતી વ્યશન કરૂન પોલીસચા હાતાંત સાપડુન, આપલી ફજેતી કરવલીત.

**ગનપતરાવ**—વ્યશન? ફજેટી? કીપ કવાએટ, નાંહીતર મંગ બોયકોટ કરેલ.

**તારાબાઇ**—હાં, આતાં મંગ જોર આલાસ કાહે? બોયકોટ બોયકોટ કાહે મહનતા. બ્રીટીશ અદલ રાજ મંદી હમી બાયકા માનસાલા કસી ચએન આહે.

ગાયણુ.

**તારા**—પાહા તારા, કશી હય? તારા, પુલીસચે હાથાની કસા સોરવલા!

**ગનપતરાવ**—લવલી તારા, ડીયરતારા, બોયકોટ કરૂં નાંહી, આતાંતું માલા.

**તારા**—દારૂચા વ્યશણુ તુમા સોરાવા!

**ગનપતરાવ**—વોટ ડુ યુ ટોકીંગ નોનસન્સ તારા?
પાહા તારા, નોટી તારા, બોયકોટ કરેલ મી આતા તુંમાલા.

**તારા**—બાપાચે માજે ધરી જાઉં,

**ગનપતરાવ**—નકો જા.
બ્રાન્ડી આતાં નાહીં મી ખાઉં.

**તારા**—ચાંગલા.

**ગનપતરાવ**—બેવડા રાસી ફેની ચહડાઉં.

**તારા**—છી છી.
ટોંડ નાહીં તુમચા મી પાહું.

**ગનપતરાવ**—સ્વીટહાર્ટ.
રાગુ નકો, બાસુદી તુલા મી પાઉં.

તારા—કસાલા ?

પ્રોમીસ દીયા કે ટચ નાંહી કરેલ લીકર તુમી એની મોર.

ગનપતરાવ—ડારલીંગ તારા, પ્રીટી તારા, બોયકોટ કરૂં નાંહી આતા તુમાલા.

## અંક બીજો—દેખાવ બીજો.

### ઓરડો.

[ બદલો સામાન સાફ કરતો જણાય છે.]

બદલો—હેદના લખ્ખન કાંઈ ઠીક દીહતાં નથી. આજે કેટલા કેટલા દાહડાથી આ ઘેરમાં આવવાની વાતજ ની મલે. પેલા બચારા હોરમજશાની દીકરી મેહરબાઇ હાતે અદરાએલો, તેથી તે બીચારી રોજ ધકેલા ખાય. કાલે તો બહુજ ગભરાએલી જેવી ઓં આવેલી. વકીલ બારીહતર હાથે પરણુવાનાં ફાંફાં મારીને ધોબીનો કુતરો નહીં ઘેરનો કે નહીં ઘાતનો, તેવી કઢંગી હાલતમાં કેટલાકો પોતાની પોરીઓને લાવી નાંખે. અરે પરવરદેગાર! લોકો કેહજે હુધરેલો જમાનો આયો, પણ અહલી જમાનાને હજારે બલાઈરે બાપા, હજારો બલાઇ જો.

પહાડી, જીલા—ઠુમરી.

હાય ! હાય ! થયું બદ ખરે સુધારાનું નામ,
હયફ ! હયફ ! થયો શું જુલમ અરે બેલગામ.—હાય !
સુધારાએ ધરતી ધ્રુજાવી, દીધી આલમ સારી ભમાવી,
આફતનું કામ—હાય ! હાય !
મારો ઝારૂ મારો, ન ગભરાવો, ન અકલાવો,
ઇન્કાર કરો, ધિક્કાર ધરો,
ધરી હામ, તજો ભૂંડી ખામ,
તમે સુબ્હ શામ, ઢુંડો આરામ—હાય ! હાય !

મેહરબાઇ બચારી હું કરે, તેને બી પેલી કેહતી છે કે " કાંએરે જીવ તું દગદગ દરે, ને તાહરે હૈયે ધીરજ નહી ધરે? જેને માથે

હકતાલા, તેની ગરજ કેમ નહીં સરે." તેવા વીચારથી હજુરી રાખીને બેઠેલી છે. [ કાવસ હાથમાં કાગજો લઇને દાખલ થાએછે.]

કાવસ—કેમ બદલા, શેઠ ઘેરમાં છે કે ?

બદલો—અરે નહીંરે કાવજી બા, આજે ચાર ચાર પાંચ પાંચ દીવહો થયા, .હેઠ ઘેરમાંજ કોંહ આવે.

કાવસ—શેઠે મને પોતાનાં કાગજો ઘેર આગળ લઇ આવવા કહ્યું તું તેથી હું આયોચ. પણ શેઠ ઘેરમાં આવતાજ નથી કે ?

બદલો—નહીં, ને તેથીજ તો મેહરબાઇનોણી મીજાહ ઠેકાણે નથી તો.

કાવસ—અરે તે બીચારીનો મીજાસ કહાંથી ઠેકાણે રહે, તેનાં નસીબમાં વરનું સુખજ નથી.

બદલો—એતો જેવાં જેનાં ભાએગ! કપાલ પરમાનેજ ચાંદલો થાય તો બાપા. નહીબમાં જે ઓહે તેજ ખરૂં. એતો "કરમની મેખ ને છત્તીનાં લેખ." [બાહરથી પગલાંનો અવાજ આવે છે.]

કાવસ—બદલા, જો તો શેઠ આયા કે શું ?

બદલો—અરે હેઠ કોહંથી આવતાતા ? એતો વરી કોઇ લફરૂં ઓહે. [ બદલો જોવા જાએ છે, અને ગભરાટમાં પાછો આવેછે, તેની પાછલ રૂસતમ આવેછે. રૂસતમે માંથાંપર વીગ અને દાહડી પેહરેલી છે. દીલમાં નાટકનો ડરેસ પેહડેલો છે, જે છુપાવવા ઉપર ઓવરકોટ પેહડેલો છે. આવતાંને વાર સોફાપર ફસડાઇ પડે છે.]

બદલો—(ગભરાટમાં) કાવહ! આએ કોઇ ભામતા જેવો ઘેરમાં ગુહી આયોચ, એ કોણ છે? (રૂસ્તમને) એ કાકા હું માંગો ? ને તમે કોણ છેઓ !

કાવસ—અરે પણ તેં બેવકુફ જેવાએ એને અંદર દાખલ કાંય કીધો ?

રૂસતમ—(સ્વગત) ઓહો ! મારૂં આખ્ખું દીલ અકરસી રહ્યુંચ.

કાવસ—ઓહો ! આએતો આપરા શેઠ પોતેતો નહીં હોએ ?

બદલો—અરે એ તુમ કોન હય ?

રૂસતમ—(દબાયલા અવાજે) બદલા, શું તું મને ઓલખતો નથી કે? એમ ઘેહલાં શું કાહરેચ? ઓ અરે બધું મારૂ દીલ કલેચ ને જીવ બલેચ.

બદલો—શું રૂહતમજી હેઠ પોતે? નહી હોય, કદીબી નહી હોય. ઓ હેઠ, તમે જો હેઠજ હોવ, તો આએ બે ચાર દાહડા થયા ઘેરમાંથી બાહર રહયા; તેટલામાં આવી મોટી દાહડીને માંથાના બાલ કેમ વધી ગીયા? . [બદલો એટલું બોલીને રૂસતમ તરફ પીઠ ફેરવેછે ને કાવસ તરફ મોહડું કરીને વાત કરેછે; તેટલાં રૂસતમ પોતાની વીગ ને દાહડી કાહડીને ઓવરકોટનાં ગજવામાં મુકે છે.]

રૂસતમ—બદલા, શું તું મને ઓલખતો નથી. હા હુંજ તાહરો શેઠ રૂસતમ છેઉં. [બદલાની નજર રૂસતમ પર પડતાં ચમકે છે.]

બદલો—(ચમકીને) ઓત તારી! એ આએ હું ચમતકાર! એ આટલી વારમાં દાહડી કોંહ ગેપ થઇ ગેઇ? હેઠ, ઓ હેઠ, તમે વરી જાદુ કોતલ કોંહથી હીખી આયા?

કાવસ—પણ એ છે શું સાહેબ? એ તમુને થયું શું? (સ્વગત બદલાને) બદલા, મને તો લાગેચ કે શેઠની આગરી ખીસી ગેઇલી છે. બદલા, તું અંહીથી જા, હું નીરાંતે એવનને બધું પુછુંચ. (બદલો જાય છે—કાવસ રૂસતમ આગલ જઇને) શેઠ, એ શું થયું?

રૂસતમ—(દીલગીરીથી) થાએ શું? બધ્ધું થઈ ચુકું.

[ઉઠીને ઉભો થાએ છે.]

કાવસ—અરે બેસો સાહેબ, બેસો.

રૂસતમ—(પાછો બેસે છે.) હું તો ધારૂંચ કે એક મહીનો સુધી હવે માહરાથી બેસી કે ઉઠી શકાસે નહીં. છેલ્લા થોરાજ કલાકોમાં જેવી મેં ચરતી પરતી જોઇચ, તેવી મેં માહરી આખ્ખી જીંદગીમાં કોઇ વખત પણ જોઇ નથી. બધ્ધાં માહરાં હારકાં પાસરાં દુખેચ. ઓ! ઓ! ઓ!

[રૂસતમ પોતાનું દીલ દાબેચ તેટલાં બદલો દાખલ થાએ છે.]

બદલો—હેઠ, બાહાર ગાડીવાલો ભારાં માટે ખોટી છે. [જાએછે.]

રૂસતમ—અરે ખરેખર હું તો ભુલીજ ગીયો. પોતાનાં ઓ-વરકોટનાં બટન ખોલીને પોતાની મનીપરસ જોએ છે (સ્વગત) અર્રર ! હું તો ભુલી જાઉંચ, કારણ માહરાં કપરાં તો જતાં રહયાંચ. (કાવસને) કાવસ, તારી પાસે કંઇ પૈસ છે કે ?

કાવસ—હા સાહેબ.

રૂસતમ—તારે તો જલદી જઇને એનું ભાડું ચુકવી આપ, ને એ જે માંગે તેથી બે ચાર આના વધારે આપજે.

કાવસ—વારૂ સાહેબ. (સ્વગત) પીને ચીકાર થયો હોય એવું લાગેચ. એને એ શું સુજેચ. [જાએ છે]

રૂસતમ—ઓ ! માહરૂં માથું કમ્મર બધું ઘણુંજ દુખેચ. માહરા લોભી સ્વપનાંમાંથી મને જાગરત કરવા આએ મહને નહીં ધારેલી સજા થએલી લાગેચ. અરે ! અરે ! બધાં પેપરોમાં બધ્ધો ફેસતો છપાસે, અને "રોજે કયામત" નામના નાટક લખનાર તરીકે લોકો મારી લેવરી કરશે. અફસોસ ! "વાહરે નસીબ વાહ, કાં ઉડીને જાએ ? નાકેથી ઉડીને વચમાં બેહું, તાંબી લુખ્ખુ ખાય," તેવી ગટ માહરી થઇચ. કમબખ્ત ઓડયન્સના કેટલાક બદમાસોએ થોરો નાટક ચાલવા પછી નાટક નાપસંદ પરવાથી ઉસેકરઇ જઇને પોતાના પૈસા પાછા માંગ્યા. એ ધાંધલ દબાવી દેતાં એક હુલ્લડ જેવું હુલ્લડ થયું અને તેથી તાં એટલો તો ધબરાટ અને ઉસકેરણી ફેલાઇ કે, હું માહરા નાટકના પાર્ટનો ડ્રેસબી દીલમાંથી કાહડવા થોભી શકયો નહીં. અને નાટકનાં પેહેરેલાં કપરાં પરજ માહરો ઓવરકોટ પેહરી લઇને માહરાં ઘેરમાં પેહેરવાનાં કપરાં હેંડ બેગમાં નાંખીને સ્ટેજને પાછલે બારણેથી વંજો માર્યો, ને અંધારી રાતનો લાભ લઇને મેં તો જીવ લઇને નાહસવા માંડયું. વાંદરાના પુલપરથી થઇને માહીમના દરીયા આગળ ગીયો. ને તે જગાપર એક પથ્થરની ઠોકર લાગવાથી હું પરી ગયો, ને માહરા હાથમાંથી બેગ છટકીને કોન જાને કાં પરી ગીયો, તે ઘણુંબી સોધવા છતાં મળી શકયો નહીં. બેગમાં માહરાં કપરાં, ઘડીઆલ, છેરો, મનીપરસ, અને સીલવર કાર્ડ કેસ, બધું ઉતું તે સર્વે ગુમાઇ બેઠો. દરીઆ કીનારે ગુમાવેલો બેગ જો પોલીસને હાથ લાગસે તો તેવો મને સોંધી કાહડસે. પણ હવે માહરે આએ માહરા

અભાગ્યા નાટક "રોજે કયામત"ની કમબખતીની નીશાની દીલ પરથી દુર કરવી જોઇએ; નહીં તો મેહરાં યા કોઈબી જોશે તો ફજેતી અધુરી છે તે પુરી થસે. [બદલો દાખલ થાયછે.]

**બદલો**—હેઠ, મેહરબાઇ આંયાંચ.

**રૂસતમ**—(ઘભરાટમાં) હંઅ? મેહરાં આવી કે?

**બદલો**—હાજી, તમે બે ચાર દીવહ ઘેરે નહીં આયા, તેથી એવણુ ગભરઇને પોલીહ ચોકીપર ખબર કાહરવા ગીયાંતાં.

**રૂસતમ**—(સ્વગત) અરરરર! આએ વરી બીજી આફત! (જાહેર) પણ તેવણુ પોલીસ ચોકીપર ગીયાં તે તેવનને રોકયાં કાંય નહીં? હું શું બાવાજીનો બુચો ઉતો કે કેથે ભુલો પરી જાઉં યા ખોવઇ જાઉં?

**બદલો**—અરે પણ હેઠ, તમે એખલાજ ખોવાઇ ગીયા હોતે તો કદાચ મેહરબાઈ ચોકીપર નહીં જાતે, પણ આએ તો થીયું એમ કે મેહરબાઇના બાવા એરમહા બી કેથે ખોવાઈ ગીયાસની તો.

**રૂસતમ**—શું? મેહરાંના બાવા ગુમ થઇ ગીયા?

**બદલો**—હા હાએબ, ને તેવનને કોઇ હોધી લાવે તો બાઈએ ઇનામ આપવા કીએલું.

**રૂસતમ**—એ શું ઘોંચાલો છે? કંઈ સમજ પરતી નથી.

**બદલો**—પણ હેઠ બેઅદબી માફ છે. એ તમારો હાવો હુ અવતાર? એ ભખી ખાધેલા ને ખરડાયલા લચરાએલા જેવા કેમ લાગોચ? કંઇ જમીનની માપની કરવા ગીયાતા કે હું?

**રૂસતમ**—હા બદલા કંઇ એમજ છે. હમનાતો તું જા. (બદલો જાએ છે, મેહરાંને આવતાં જોઈને) અરરરર! એ કાંહથી આવી? [મેહરાં દાખલ થાએ છે.]

**મેહરાં**—ઓ રૂસતમ તમે કહાં ઉતા? હું તો તમારી ખંબર કાહરવા પોલીસ ચોકીપર ગેઇતી.

**રૂસતમ**—પણ તું તાં કાંએ ગેઈતી?

**મેહરાં**—કાંએ ગેઇતી? એ તે કેવો સવાલ, (પોશાક જોઈ) ને આએ તમારો અવતાર એવો કેવો?

રૂસતમ—(સ્વગત) અરરરર! હવે એને શું કેહવું. (જાહેર) વાત એમ છે ડીયર, કે ગેઇ કાલનો દીવસ ઘણોજ કમ કાજમાં ગીયો, અને તે આખા દીવસની મેહનત પછી તાહરે ઘેર આવીને તાહરા ખાવા સાથે આપરાં લગન સંબંધી વાતનો ખુલાસો કરવાનો માહરો વીચાર હતો; અને તેથીજ હું ઓફીસમાંથી નીકલ્યો, પણ તેટલાં રસ્તામાં માહરો એક ફ્રેન્ડ મલ્યો તે અકસમાત પરી ગીયો; અરે મકુંજે તે છાકટો થયો, તેથી હું પણ પરી ગીયો.

મેહરાં—તે છાકટો હતો તેથી તમે પરી ગીયા? રૂસતમ એ શું બોલોચ? તમે બોલોચ તેની મને જરાબી સમજ પરતી નથી.

રૂસતમ—(સ્વગત) મને પોતાને સમજ પરતી નથી તો તુંને કાંહથી પરે? (જાહેર) હું પરી ગીયો ને ખરડઇ લચરઇ ગીયો, તારે તેવી હાલતમાં તાહરી આગલ આવવાને બદલે કલબ નજદીકમાંજ હતી તાં ગીયો, તાં જરા બેઠા ઉઠયા, વાતચીત કીધી ને તાંજ આખી રાત ગુજરી જવાનું પરીણામ આયું.

મેહરાં—હા, ને સાથે લાગી અરધો દજન સોદા ને બ્રાનડીની બાટલીઓનાં માંથાં ભાંજવાનુંબી પરીણામ આયું હોસે. રૂસતમ, રૂસતમ, તમારી આવી ચાલથી બીચારા મારા બાવા કેહચ તેમ તમારી પર મનેબી વેહમ આવેચ કે તમે કંઇ ઉન્ડાં પાણીમાં છેઓ ખરા.

રૂસતમ—(ઘભરાઈને) અરે નહીરે ડીયર, હું કંઇ પાણીમાં નહીં પરીયોતો. કાદવમાં, કાદવમાં-

મેહરાં—રૂસતમ, હું હવે તમારી એવી ઢંગ ઢરા વગરની વાતો સાંભલવા માંગતી નથી. મેં તમારે માટે એવી આશા કદી નહીં રાખીતી, પણ હવેતો પેલા કેહચ તમ "જેવાં ભાઇનાં મોસાલાં, તેવાંજ બેહને ગીત ગાવાં પરસે."

રૂસતમ—ડીયર તું ગુસ્સો નાં કર, તું મને ગમે તેટલો ઠપકો આપ. હું ખરેખર તેવા ઠપકાને લાયક છેઉં, પણ તું તાહરો જીવ ના કુરાવ.

મેહરાં—વારૂ ચાલો, આએ ખરડાએલો લચરાએલો ઓવરકોટ કાહડી નાંખો, ને નાહી ધોઈ નાસ્તો પાણી કરો.

રૂસતમ—(સ્વગત) અરરરર! એના દેખતાં ઓવરકોટ કેમ કાહરૂં! ને એની આગલ કંઈ નવો ઓરંગો લગાવંસ તો એ માન-

વાની બી નથી. (જાહેર) ડીયર, આજે થંડી ઘણી છે તેથી ઓવર-કોટ કાહરી સકતો નથી.

**મેહરાં**—આજે કંઇ એટલી થંડી છેજ નહીં. રૂસતમ, તમે તો હવે મને "ખરી બપોરે તારા દેખાડોચ."

**રૂસતમ**—નહીં રે ડીયર, થંડીથી હું બધો ધ્રુજુંચ, પણ—

**મેહરાં**—હવે હું તમારૂં પન બન કદી માનવાની નથી, પણ આએ તમે પકરેલો રસ્તો ઘણોજ પાપી છે. માહરે શું? મુવો પાપી જીવ બરેચ તેથી બોલવું પરેચ. પેલી કેહવત છે કે "પાપ કરતાં વાલીયે; ને ધર્મ કરતાં હા, એ માર્ગ બતલાવીયે, પછી ગમે ત્યાં તું જા." "પાપ પરગત ને ધર્મ ગુપ્ત."

**રૂસતમ**—(સ્પીચ કરતો હોય તેવી ઢપે બોલેચ) માઇ ડીયર મેહરાં, મી લોર્ડ એન્ડ જેન્ટલમેન ઓફ ધી જુરી—

**મેહરાં**—રૂસતમ, એમ ઘેલા માનસની કાની ઘેલા શું કાહરોચ? આએ કંઇ કોર્ટ નથી કે તમે એવું બોલોચ.

**રૂસતમ**—(સ્વગત) અફસોસ! માહરૂં ભેજુંજ કંહા છે? (જાહેર) મેહરાં મને કહયા વગર ચાલતું નથી, કારણ કે આસ્તે આસ્તે તું બધી તાહરા બાવાની રીતભાત શીખીચ. તેવનનેબી એવોજ પટ-પટારો કરવાની આદત છે.

**મેહરાં**—હા, તેવન રીતનું બોલેચ તે તમારા દુશ્મનને કરવું ઝેર જેવું લાગેચ. તમુને માહરીપરની આફતની શું ખબર છે? માહરા બાવાજી બીચારા કેથે ખોવઇ ગયાચ.

**રૂસતમ**—શું ડીયર, તાહરા બાવા ખોવઈ ગીયા? (સ્વગત) ધુર નાંખી એકદમ ખોવઈ જાએ તો પીરા પરે.

**મેહરાં**—પણ રૂસતમ, માહરા બાવાનું કોણ જાણે શું થયું હોસે? પણ સબર આજે ન્યુસમાં એક પકરો માહરા વાંચવામાં આવેલો છે, તે તેવનને માટે તો નહીં હોયં.

**રૂસતમ**—તે શું છે ડીયર? (ધબરાટમાં સ્વગત) રખેને માહરે માટે કંઇ છપાયું હોય.

**મેહરાં**—જોવ, હું વાંચું છું. [ન્યુસ વાંચે છે.]

## મીસતર જોન્સની લેબોરેટરીમાં આવેલો એક બુઢ્ઢો પારસી.

ગઈ કાલે સાંજે મી. જોન્સનો એપોથીકરી, લેબોરેટરી બંધ થવા પછી, પાછો ત્યાં પોતાના કામસર ગીયો હતો. ત્યાં તેની ભારે અજાયબી વચ્ચે તેને એક બુધ્ધા પારસીને ભટકતો જોયો. તેને પુછતાં તે કંઇ પણ સંતોષકારક ખુલાસો નહી કરી સકવાથી તેને પોલીસના ચાર્જમાં આપવામાં આવ્યો, જે વેલાએ તેની હાલત ઘણીજ ઉસકેરાયલી હતી, અને તેને પુછવામાં આવતાં સવાલોના જવાબમાં ફક્ત તે કલોરોફોર્મ અને નાઈટ્રોગલીશરાઈન એવા બોલો બોલતો હતો. તેનાં મગજની હાલત શક ભરેલી માલમ પડવાથી, તેના હાથ પગે બેડી ઠોકીને; દાકતર તપાસે ત્યાં સુધી તેને પોલીસના સવાધીનમાં આપવામાં આવ્યોચ.

રૂસતમ—અરે એ બનાવ તો મારી ઓફીસની નીચેજ બન્યોચ. ઘણુંજ ભેદ ભરેલું છે.

મેહરાં—પણ સાંભલો તો ખરા, વરી બીજુંબી કંઇ છે.

રૂસતમ—(સ્વગત) રખેને માહરે માટે બી કંઈ હોય.

મેહરાં—(વાંચેચ) વાંદરામાં "રોજે કયામત" (રૂસતમને) ઓજજા તાંહબ્બી કંઈ ધરતીકંપનો આંચકો લાગો કે શું ?

રૂશતમ—(ગભરાટમાં ન્યુસ છીનવી લેતો હોય તેમ) અરે હારે ડીયર એનો ધરતીકંપજ થયો હોસે, તું તાહરે રેહવા દે. આપરા પોતાનાં મગજપરથી પસાર થતા ધરતીકંપના આંચકાઓ એટલાતો સખત છે કે બોલવાની વાત નહી, તાં વરી તુ બીજા ધરતીકંપને વરે વાંચીને શું કરસે ?

મેહરાં—નહી રૂસતમ, જરા વાંચીયે તો ખરા કે શું થયું. (વાંચેચ) ગેઈ કાલે રાત્રે વાંદરામાં એક એવો કમકમાટ ઉપજાવનારો બનાવ બન્યો હતો કે જેવો બનાવ વાંદરા ખાતે કદી બન્યો નહી હોસે -

રૂશતમ—(સ્વગત) અરરરર! કેથું આખું ન્યુસપેપરજ તે અભાગ્યા બનાવથી ભરી નાંખ્યુંચ ! (જાહેર) મેહરાં, હવે રેહવા દે, એતો બધો કુથલો હોસે; એ વાંચીને તું શું કરવાની ઉતી ?

મેહરાં—(થોડો વખત મનમાં વાંચીને પછી મોટેથી વાંચેચ) વધુ ફુગત આવતા અંકમાં. (રૂસતમ તરફ જોઇને) ડીયર રૂસી, એ

તમે રીકકા કેમ પરી ગીયા? આએ મોહડાંપર કેટલો પસીનો? લાવો હુ લુછી નાંખુ; પણ ઓવરકોટ કાંએ નહી કારતા જો?

**રૂસતમ**—નહીં, નહી, ઓવરકોટ સાની કહરાવેચ જો? સરદીએ મરી જવશ.

**મેહરાં**—એ બધી મોહકાણુ આખી આખી રાત કલબોમાં ભટકવાની છે. કલબોના ઓઠાં હેઠલ હાલમાં કેટલાક અપવાદ સીવાએ એવાં ભેદી રહેઠાનો હસતી ભોગવે છે કે જેને કલબના મોભાદાર નામ કરેતાં જુગારખાનાઓ, જાદુગરખાનાઓ અને દારૂખાનાઓનું નામ વધુ છાજતું થઈ પડે છે, અને એવાં રેહઠાનોમાં કેટલાકો પોતાનો રાતનો વખત ધુમાવી ઘરમાં નીરદોષ અબળાઓને ને ગોલાબ જેવાં બાલકોને તવળતાં મુકે છે, તેવો ખરેખર ખોદાના ગુનેહગાર છે. તહમારાંએવાં નબલા ભેજાંની મને ઘણી દયા આવે છે.

**રૂસતમ**—(સ્વગત) આગ લગાર માહરાં ભેજાને, આએ બધો ગોટાલો, માહરાં ભેજાની નબળાઈથીજ થએલો છે.

[બદલો દાખલ થાએ છે.]

**બદલો**—બાઇ હાએબ, પેલો કોણુ જો,- પેલો હેઠને મલવા આવેલો.

**રૂસતમ**—(ઘભરાઇને) પેલો? પેલો કોણુ? નામ દઇ મરની.

**બદલો**—અરે રાખરે પેલો કોણુ જો. (સ્વગત) હત્યાનાહના ગીયેલાનું નામજ યાદ નથી આવતું. (જાહેર) પેલો તમારો આભીહનો માનહ.

**રૂસતમ**—પણુ તે કોણુ છે ને શું કહેચ? વેલ નેવર માઇન્ડ બદલા, તેને જઇને કહે કે શેઠ ઘેરમાં નથી અને પાછા કાહારે આવશે તેની પણ મને ખબર નથી.

**મેહરાં**—પણુ આવવા દેઓની, જોઇએતો ખરા કોણુ છે! પણુ બદલા તે કહચ શું?

**બદલો**—તે કેહચ કે હેઠને માહરે તો જલ્દી મળવુંચ, કારણુ કે મોહત જીવતનો આધાર બધો હેઠની ગરદન પરજ લટકેલો છે.

**મેહરાં**—રૂસી, તેને જલ્દી અંદર બોલાવોની, કે જે તે માલમ પરી જાય.

**બદલો**—બાઇ હાએબ, તે તો તદન પીધેલા જેવો, તે કાટ-રીયાનો ઘહેલો લાગે.

**રૂસતમ**—બસ તેને જઇને કેહ કે શેઠ ઘેરમાં નથી.

**બદલો**—વારૂં હાએબ. [જાએછે]

**મેહરાં**—રૂસી, હું એમ પુછું કે તેને અંદર આવીને તમુંને મલવા માંગ્યું; તે છતાં તમે તેને નાં કાંએ કહેવારીયું ?

**રૂસતમ**—પણ હું શું જાનું કે તે કોન મુવેલો છે.

**મેહરાં**—પ્યારા રૂસતમ, મને કહેવા માટે તમે એટલા ઘભરા-એલાં કેમ છેવો. વાહલા, તહમે મને નહી કહેવો !

**રૂસતમ**—(ઘણાજ ઘભરાટમાં) મેહરાં, તું હમનાં એક બોલ ના બોલ; માહરૂં ચીત ઠેકાણે નથી, મેં એક ઘણુંજ હુલ્લડાઇ ભરેલું કામ કીધુંચ. હું નીરાંતે તુંને બધું કેહવસ. પણ તું જરા સાવચેતી રાખીને તે અંદર આવે તો તેને કેહજે કે શેઠ બાહર ગીયાચ. [જાએ છે. ગનપતરાવ ને બદલો અન્દર ગરબર કરે છે. ગનપતરાવ ઘણીજ ઉસકેરાયલી હાલતમાં દાખલ થાએ છે.]

**ગનપતરાવ**—કોણુ મેહરબાઇ કે ?

**મેહરાં**—કાંએ ગનપતરાવ, શું છે ?

**ગનપતરાવ**—એવણુ કાંહ છે ?

**મેહરાં**—એવણુ કોણુ ?

**ગનપતરાવ**—અરે વરી કોન ? રૂસતમજી શેઠ.

**મેહરાં**—પણ એકાએક તેવનનું શું કામ પરયું ?

**ગનપતરાવ**—અરે કામ બામ માટે મને પુછવાની તસ્દી ના લેઓ, જલદી બોલો; તેવન કહાં છે ?

**મેહરાં**—પણ જરા ધીરા તો પરો ગનપતરાવ.

**ગનપતરાવ**—અરે હું હેવાં ધીરો પરૂં તો તાં બધો ધરાકો થઇ જાએ ? મને જલ્દી કેહતે કે રૂસતમજી શેઠ કહાં છે. દરેક પલ ઘણીજ કીમતી છે. મોહત જીવતનો સોદો છે.

**મેહરાં**—મોહત જીવતનો સોદો શાનો ! એ શું બકોચ ગનપતરાવ !

ગનપતરાવ—તમે ફાકટમાં ટાઇમ વેસ્ટ કરીને સત્યાનાશ વાલસો. રૂસતમજી શેઠ પોતાની ઓફીસની કબાટની કુંચી કહાં રાખેચ ?

મેહુરાં—ઓફીસની કબાટની કુંચીનું તમોને શું કામ પરયું ?

ગનપતરાવ—તેવન તેની અંદર છે.

મેહુરાં—તેવણ કોણ ?

ગનપતરાવ—પેલા બુઢ્ઢાજી.

મેહુરાં—કીયા બુઢ્ઢાજી ?

ગનપતરાવ—પણ તમે મને કબાટની કુંચી આપી શકસો કે નહીં ? નહી તો બધું સત્યાનાશ વરી જશે. હું ધારૂંચ કે માહરીજ ભુલથી તેવન ગુંગરઇને મરી ગીયા હોસે ! અરે શેઠેજ મને તેમ કરવા કહ્યું તું. જુવોની આય કાગજ એવનનાજ હાથનું લખેલું છે કે નહીં. (કાગજ બતાવીને) ગુંગલાવી નાંખજે કરીને લખ્યુંચ કે નહીં ? પણ કુંચી જલ્દી આપો, હજુરબી તેવન બચી શકશે. [ગભરાટમાં અંહી તહીં દોડીને જાએ છે.]

મેહુરાં—એ આએ શું કોતક ! એ બુઢ્ઢાને વરે કહેચ તે કોણ હોસે ? મુવો ગનપતરાવ પાધરૂં ભોસીબી નથી મરતો ! એ ઘેલો થયો હોય યા તો પીધેલો હોય તવો લાગેચ. હું એકદમ રૂસી પાસે જઇને એનો ખુલાસો માંગુચ [જાએ છે. કાવસ અને બદલો દાખલ થાએ છે.]

કાવસ—બદલા, તેં આપરા શેઠને જોયા કે ? તેવન પોતાના કપરાં પેહરીયા વગર ઘેર આયાચ.

બદલો—કપડાં વગર એટલે શું નાંગા આયાચ ? કાવસજીબા, તેનું કંઇ નહીં, નાગાનો હઉ આવેલા. "આયોબી નાગો ને જહેબી નાગો. કરહે નેકી તે પેરહે જરીનો વાગો." બાકી એવા જરીના વાગા પેહરીને ફરનારા નાગાઓ તો ગામમાં ઘણાબી ભટકેચ. "કોરા વાગા ખખરે ને ઘેરમાં રાંડ ફુફરે."

કાવસ—અરે કપરાં વગર તે એજ કે પોતાના હમેસાં પેહ-રવાનાં કપરાં વગર.

**બદલો**—કાવસ, તમે શું કેહવા માંગો તેની મને કંઈ સમજ પરતી નથી.

**કાવસ**—જોની બદલા, શેઠે જે કપરાં પેહરીયાંતાં, તે એક બેરીસ્ટરનાં કરતાં, ચોર અને ધાડપાડુને વધારે મલતાંતાં.

**બદલો**—હઉવે, આપરા હેઠના ચેનચાલા મને કંઇ ઠીક લાગતા નથી, ને ખપે તારે બાલીહતરમાં. "નામ પલાવખાં ને ઘીની તો જાત નહી" તેમ "નામે મોટા ને દરહને ખોટા."

**કાવસ**—શેઠનાં તે કપરાં મારી પાસે છે ને જો તે કપરાં હુ બારી નાંખુ તો મને પગાર વધારી આપવા શેઠે કહયુંચ. બદલા, લે તુંજ બારી નાંખ.

**બદલો**—અરે વાહરે નાનજીભટ, હેં હેં એબી ઠીક. "સસરેકી ગાડી સાલેકા બેલ, ને તેમાં બેઠી બંદા કરે હેલ," તેમ હું તું માહરે હાથે બકરું કપાવા માંગે કે ?

**કાવસ**—અરે નહીરે બદલા, તુંને હું કંઈ ફસાવા માંગતો નથી. પણ એમાં કંઇ જબરો ભરમ છે; એમાં કંઇ ખોટારું છે, ને તેમાં આપુનેણી સાક્ષી આપવી પરસે.

**બદલો**—હું હું. ? હાકઠી આપું ? હા ભાઇ, આપરે તો જે હાચ્ચું ઓહે તે કઇહું "જુઠઠા જગડા કરના નહી ને કરના તો ફીર ડરનાં નહી" પણ આપુંને તો જુઠઠું બોલવું નથી. "જુઠઠો સુતરો, ને બજારમાનો કુતરો" એ બધા હગા લાગે.

[સાંમેથી કોઈને આવતાં જોઇને]

**કાવસ**—અરે બદલા, અખારા કર; કોઈ આવેચ.

**બદલો**—એતો કોઇ ટોપીવાલો દેખું.

**કાવસ**—તારે તો નમીને સલામ કરજે.

[જમશેદ દાખલ થાએ છે]

**કાવસ**—(નાટકી ધપે નમીને) ગુડ મોરનીંગ સર.

જમશેદ—(કેમેરા ઉંચકીને) રેડી. (બદલો તથા કાવસ પોતાની ઉભું રહેવાની ઢબ બદલે છે) વન, ટુ એન્ડ થ્રી, ફીનીશ.

**બદલો**—એ આએ હાબરો આપુને ડેખારીને હું કીધું ?

**કાવસ**—અરે એતો એને આપરો ફોટોગ્રાફ પારી લીધો. મીસતર, વોટ દુ યુ વોન્ટ ?

**જમશેદ**—આએ ઘેરનો કરતો કારવતો કોણ છે ?

**કાવસ**—(બદલાને સ્વગત )અરે એતો પારસી મુવેલો છે.

**બદલો**—(સ્વગત) પારહી નહીં તો હું ઘેરો ઓહે ? કે આજે તો કારા લેવટા જેવાઓબી માથાંપર ટોપી નાંખીને હાએબ લોકમાં ખપે, પણ ધુર નાંખી એમ કરીનેબી એખલા ફરતા હોએતો, વળી હાથે બૈરીને લઇ ફરે. (જમશેદને) હેઠ, તમે છેઓ કોણુ ને પુછો કોણુને ?

**જમશેદ**—હુ કોણુ છેઉં ? તે પુછવાની તુંને જરૂર નથી, પણ તાહરો શેઠ કાંહ છે તેને હું પુછુંચ.

**કાવસ**—હમારા શેઠને પુછોચ સાહેબ ?

**જમશેદ**—તાહરો શેઠ હોય કે શેઠાંની, બેમાંથી કોઈબી ચાલસે.

**કાવસ**—એ વરી આએ કોણુ મુવોચ! મેહરબાઇનો આગલો વર તો પાછો જીવતો થઇને નહીં આયો હોય. સર, હુ આર યુ ?ા

**જમશેદ**—આઈ એમ ધાઇ ફાધરસ ઘોસ્ટ.

**બદલો**—ગોસ? તે હેઠ હું તમે ગોહ વેચવાનો ધંધો કરો કે ? હમારે તાં રોજનું દહ રતલ ગોહ ખપે, પણ હેઠ માહરી દહતુરી હું લેવા.

**જમશેદ**—ઓફ યુ ગો.

**બદલો**—હું ? બોમીલાગો. તારે તમે હુકા બુમલાબી વેચોકે !

**કાવસ**—અરે બદલા મુંગો મર ! બુમલાબી નહીં ને ગોસ બી નહી, એવન તો ઘોસ્ટ છે ઘોસ્ટ: ઘોસ્ટ એટલે ભુત.

**બદલો**—લે વરી ભાગાં ઘેરમાં ભુતની વહતી કાંહથી આવી.

[મેહરાં દાખલ થાએ છે.]

**મેહરાં**—(સ્વગત) રૂસતમ પાસે હું તો કંઈબી ખુલાસો મેલવી શકતી નથી. (જમશેદને જોઇને) જી તમે કોણુને પુછોચ ?

**જમશેદ**—(સ્વગત) હા ! આયેજ તે એક વેલાનો મોહબત ભ'તો ચેહરો. (જાહેર) બાનું, સેવક તમુંને નમેચ અને જો તમુંને

અડચન નહી હોય તો માહરે તમારી સાથે કંઇ ખાનગી વાત કરવીચ. [મેહરાં બદલાને અને કાવસને જવાનો ઇસારો કરેચ.]

કાવસ—(સ્વગત જતાં જતાં) ઠીક છે, જરા છુપઈને તપાસસું કે આય વરી છાંન પુતલાંનો નાચ કેવો થાયચ. [જાયચ.]

મેહરાં—ભોલાજી તમારૂં શું કામ છે, ને હયાં શું કરવા આયાચ?

જમસેદ—માહરૂં શું કામ છે? ને હું હેયાં શું કરવા આયોચ? તમારા પેહલા સવાલનો જવાબ હું પહેલાં આપુંચ. સેવક એક હુનરમંદ છે; માહરા હુનરનાં પ્રતાપથી હું ઘરીમાં શાહ તો ઘરીમાં ફકીર; કોઈ વખતે ખુની તો કોઇ વેલા અમીર. કભી લુટારો તો કભી બખીલ, કભી કમીનો તો કભી અસીલ. કદાચ દીવાનો તો કદાચ આશક, એવા તરેહવાર અવતારોમાં હું પોતાને ફેરવી શકુંચ. હા! હું ખરો આશક છેઉં. (મેહરાં ચોંકેછે) ઘભરાવ ના બાનું; હું મારા હુન્નરનો ખરો આશક છેઉં.

મેહરાં—(સ્વગત) ગરીબ બીચારો ઘેલો. (જાહેર) બા તમારૂં નામ શું?

જમસેદ—નામ? માહરૂં નામ આજેજ મેં ગુમાવ્યુંચ તેથી હું તે જાહેર કરી શકતો નથી. પણ તમે હઇયાં કાંથી? હું તમોને જોઈને ઘણોજ ખુશી છેઉં.

મેહરાં—હું તમારૂં બોલવું સમજી શકતી નથી, પણ બા તમારૂં નામ શું?

જમસેદ—બાનું, હાલ તો નામ જમશેદ છે, સેવક તમુને જોઈને ઘણો ખુશી છે, તમે મને ઓલખોચ?

મેહરાં—(સ્વગત) મને તો આએ માનસ હાફ મેડ જેવો લાગેચ. (જાહેર) નહીં બા, હું તમુને સાંની ઓલખું?

જમસેદ—મને નહીં ઓલખતાં? ઓ લુચ્ચી ખુબસુરત.

મેહરાં—તમે ઘણુાજ બેઅદબ છેઓ, હંઇથી બાહર જાઓ, નહી તો હું બેઇજતી સાથે તમુંને બાહર કહરાવસ.

જમસેદ—બાનું, મને બાહર કહરાવાની કસી જરૂર નથી. મને બાહર કાહરસો તે માત્ર આએ ઓરડામાંથીજ, પણ હું તો તમારા દીલમાં ભરાયલો છેઉં. બાનું, હું તમુને જોઇને ઘણોજ ખુશી છેઉં.

**મેહરાં**—(ચીરડાઇને) હા, પણ હું તમુને જોઇને ઘણીજ દલગીર છેઉં. તમે શું માંગોચ તે કેહવું હોય તો કેહવો, નહીતો ચાલી જાઓ.

**જમશેદ**—હું એક એવો આસામી છેઉં, કે જેને ઘણુાજ ખુનામરકીના ભાગો ભજી બતાવેલા છે. પણ હવે દુન્યાને રાજી રાખવા માહરે ઠઠા મસકેરીપર ઉતરવું પરસે. બાનુ, હું તમુને જોઇને ઘણોજ ખુશી છેઉં.

**મેહરાં**—બા તમે શું બોલોચ તેની મને કંઇ સમજ પરતી નથી. તમે મને જોઇને ખુશી સાનાં થાવોચ ?

**જમસેદ**—સેવક દુન્યામાં બનતા દરેક નેક અને બદ બનાવોથી વાકેફ છે, પણ કાલે માહરી કીરતીની કીસ્તીપર આસ્તવારીથી સવાર થએલો ઉતો અને તે કીસ્તીનાં ટોપ માસ્ટ ઉપર માહરો એક પગ ઉતો, પણ તેવામાં માહરા આધાધુન સાથીના અનુભવની મોહકાણે મને ઉંચકીને લોહીના મોટા માહસાગરમાં ડુબાડી દીધો. બટ નેવર માઇન્ડ, બાનુ, હું તમુંને જોઇને ઘણોજ ખુશી છેઉં.

**મેહરાં**—(સ્વગત) મને તો એ બીચારાનું ટોપ માસ્ટ ગેપજ લાગેચ. એવો ભયંકાર એકરાર સાંનો કરતો હોસે. (જાહેર) બા એમ તમે બધું ઘેલું ગાડું શું બકોચ ?

**જમશેદ**—ઘેલું ? અરરર બાનું તમે કેવી મોટી ભુલ કરોચ. માહરા બોલવાને શું તમે ઘેલું ગાંડું સમજોચ કે ! પણ એ માહરાં બોલેલા બોલો માહરી અકકલ શકતીનાં પુરાવા તરીકે છે. બાનું, સેવક તમુંને જોઇને ઘણોજ ખુશી છે.

**મેહરાં**—(સ્વગત) મુવો તદન ખીસેલો માલમ પરેચ. એની આંખના દોરા કેવા પેલા કુંચી આપેલાં રમકડાંની કાંની ફરીયા કરેચ.

**જમસેદ**—વારૂ બાઇ, મને પુછવાની રજા આપસો, કે રૂસતમજી બેરીસ્ટરનાં તમે કોન થાવ ?

**મેહરાં**—જી હું તેવણની કોઇજ નહીં થાઉં, પણ હવે પછી થવાની છેઉં.

**જમસેદ**—ઓ આઇ સી, આઈ એમ વેરી ગ્લેડ. બાનું, સેવક તમુને જોઇને ઘણોજ ખુશી છે, પણ બાનું, મીસતર રૂસતમજી હમના મને મલી શકશે કે ?

**મેહરાં**—પણ તેવણ સાથે તમુંને શું કામ છે ? તેવન શું તમોને ઓરખેચ કે, તેવન તમુંને ઓરખતાજ નથી.

**જમસેદ**—હું માહરા ગઇ રાતનાં કામની બાકીની પુરાંત વસુલ કરવા આયોચ અને મને લગારેલી હીનપસ્તીનો જવાબ લેવા આયોચ. ઓ આઇ એમ રીયલી વેરી વેરી સોરી, બટ નેવર માઇન્ડ. બાનું, સેવક તમોને જોઇને ખુશી છે.

**મેહરાં**—પણ મેં તમુંને દસ વખત કહ્યુંની કે હું તો તમોને જોઇને ઘણીજ દલગીર છેઉં. પણ તમે રૂસતમ પાસે બાકીની પુરાંત સાની લેવા આયાચ ? હવે માહરૂં માનીને તમે હંઇયાંથી મુગા મુગા જાઓ, નહીતો તમારાં ભેજાંની પુરાંતમાં કંઇ બાકી રહેલી કસર હોસે તે તદન નીકલી જસે.

**જમશેદ**—આહા ! હું તે કદી વીસરસ નહીં, મને કેટલું ખમવું પરીયુંચ. મને ઘણો લલચાવામાં આયો, અને મેં ધારીચું કે જારે એક બેરીસ્ટર જેવો મોભાવાલો માણસ આવા હુન્નરમંદ કામમાં સામેલ થવા માંગેચ, તારે તો કંઇ સંગીન પાયાનું કામ હોસે, એમ ધારી હું સામેલ થયો, જો કે મનેતો પેહલેથીજ જેમ લડાઇના ઘોડાને હવામાં લોહીનો વાસ આવેચ, તેમ મને અગમચેતી થઇતી. આઇ એમ સોરી, વેરી વેરી સોરી; બટ નેવર માઇન્ડ. બાનું, સેવક તમુંને જોઇને ઘણોજ ખુશી છે.

**મેહરાં**—ખોદાને ખાતર આસ્તેથી બોલો અને તમે શું કેહવા માંગોચ તે ધીરજથી કેહવો.

**જમશેદ**—કેવી નાસીપાસી ! માહરી જીંદગીના નાંમીચા સફાપર મી૦ રૂસતમથીજ છેકો પરીયોચ.

**મેહરાં**—શું રૂસતમથી ?

**જમશેદ**—હા, તે બીજાઓની નાહસભાગને લીધે એટલો ચીંતાતુર બની ગીયો; કે માહરો ભોગ કે જેને હું માહરા પગ નીચે દાબવાની તૈયારીમાં ઉતો, તેટલામાંજ રૂસતમ ત્યાંથી નાહરી ગીયો, તો પણ મેં તેજ વેલાએ સમયસુચકતા વાપરીને સાબુત ફટકો મારીને તેનાં બદનને ઉંચકીને પાણીનાં શેહમાં ફેંકી દીધું. બાનું, હમારા ધંધામા પ્રેજન્સ ઓફ માઇન્ડની ઘણીજ જરૂર છે. બાનું, સેવક તમુંને જોઇને ઘણોજ ખુશી છે.

**મેહરાં**—માહરો રૂસતમ એવાં કરપીન કામમાં સામેલ હોય એ શું બનવાજોગ છે ? શુકર ખુદાના કે એવાં કરપીન કામમાં માહરા રૂસતમનો હાથ નથીજ.

**જમશેદ**— તે કામ રૂસતમનું ઉતું, પણ મેં એકલાએજ તે માહાભારત કામ પાર પાડયું.

**મેહરાં**—(સ્વગત) આએ બદમાસની નફતાઇ હવે હું વધારે વાર શાંખી શકવાની નથી. એક એવું કરપીન કામ કે જેનું પરીણામ ઘણુંજ ખરાબ આવે તેમાં શું માહરો રૂસતમ શામેલ હોય ? નહીં, કદી નહીં, મને લાગેચ કે આય માનસ મેડ હાઉસમાંથી નાહસી આવેલો છે- પણ કદાચ કંઇ ભેદ હોયબી માટે તે જાનવા હમણાતો મને એની સાથે વાત કરવીજ જોઇએ. (જાહેર) તમે તમારે હાથેજ તમારૂં કામ કીધું તારે હવે માહરા રૂસતમ સાથે તમુંને શું કામ છે. ?

**જમસેદ**—શું કામ છે ? પૈસા, મને થોડા રૂપીયા એડવાન્સ કીધેલા ઉતા. "ધી બેલન્સ વોઝ ટુ હેવ બીન પેડ આફતર ધ ડીડ વોઝ ડન એન્ડ આઇ હેવ ડન ધ ડીડ."

[ કાવસ દાખલ થઇને ગભરૂને સાંભલે છે ]

**મેહરાં**—(સ્વગત) એને જોતાં ને સાંભલતાં તો મને બોખાર ચહડી આવસે. (જાહેર) વારૂ તમુંને એવું કામ કરવા માટે શું આપવા કહ્યુંતું ?

**જમશેદ**—પંદર ગીની.

**મેહરાં**—(સ્વગત) મુવાને કંઇ બાકી સાકી હોય તે આપાને અંઇથી કાહરૂં. રૂસતમ, રૂસતમ, તેં આએ શું કીધું ? (જાહેર) વારૂ પણ તમુને તે પંદર ગીનીમાં મલ્યું શું ને બાકી શું આપવાનું છે ?

**જમશેદ**—બાકી આઠ ગીની. બાનું, બેઅદબી માફ છે, પણ લોકો એમ કેહચ કે તમે બાલ લગનનાં ભોગ થઇ પરીયાંતાં, એ વાત ખરી કે ! અહા આપરે બેઉ જને ઘનુંજ ખમેલું છે; જો નસીબ ચાહતે તો આપરે બેઉ જનાં કેવાં સુખી થતે. બટ નેવર માઇન્ડ. બાનું, હું તમુને જોઇને ઘણોજ ખુશી છેઉં.

**મેહરાં**—બસ બા હવે ઘણું થયું. આએ નોટ લેઓ, નોટ આપે છે) એમાં તમારા લેહનાં કરતાં ઘણું વધારે છે. ને હવે

**પછી માહરા રૂસતમ આપનાં કામની વાત તમે કોઇ આગલ કદીબી કરતા નાં ને હવે પછી તમે ફરીથી હંઇયાં આવતા બી નાં.**

**જમશેદ**—હું તો એ વાત કોઇ આગલ કરસજ નહીં. માહરે મોનેજ એ વાત કરવી; તે માહરી આબરૂ જવાનો સોદો છે. પણ પેપરોમાં તો જરૂર એ બીનાં છપાસે, માટે બાનું માફ કરજો. આએ તમારી ઉદાર દીલની ઓફર હું મોટા ઉપકાર સાથે નાં પારૂંચ. માહરા લેહનાનાં રૂપ્યા હું તમારી પાસે લેઉં એ બનીજ કેમ શકે, આપરે કદાચ પાછાં મલસું તારે હું તમારી આગલ બધા ખુલાસો કરસ. સેવક તમુને જોઇને ઘણો ખુશી છે.

**મેહરાં**—અરે નહી બા, પાછા મલવાની ને અંહીયાં આવવાની કસી જરૂર નથી, ને તમે પાછા બી આવસો તો હું તમુંને કદીબી મલી સકસ નહી.

**જમશેદ**—વારૂં બાઇ, તમે નાં મલતાં, પણ હું તો જરૂરજ મલસ. હું તો તમુને હમના છોરી જાઉંચ, પણ તે સાથે માહરૂં અરધું દીલ હું હઇયાં મુકી જાઉંચ. બાનું, સેવક તમુંને જોઇને ઘણોજ ખુશી છે.

**મેહરાં**—વારૂ તમે ખુશી છેઓ તો ખુસીજ રેહજો, પણ તમે રેહવોચ કહાં?

**જમશેદ**—બાઈ, મેં હાલ તુરત ઇંગલીશ હોટેલમાં ઉતારો લીધલો છે, પણ વખત પોતાનું કામ કરીયો જનઅચ, અને વખત આવસે તો આપરે સાથેજ રહીસું.

**મેહરાં**—બસ વરી એહેકયા કે? શરમ છે! [ નાટકી ધપે તુછકારે છે. ]

**જમશેદ**—(કેમેરા લઇને) સ્ટેડી, બ્યુટીફુલ પોઝીશન, વન ટુ એન્ડ થ્રી, ફીનીશ. [જાએ છે.]

**મેહરાં**—અરરર! મુવોતો માહરી સબી પારી ગીયોકે શું? ઘભરાટમાં હું એને રોકી પણ ન શકી, ખયર! આખરે પતીયો ખરો. એની ધીકકારવા જોગ હાજરીથી હું ઘણીજ કમકમતી હતી, પણ આય કાવત્રામાં માહરા રૂસીનો કાંએ હાથ હોસે તે હું સમજી શકતી નથી. જો એ કામ એને પોતે નહી કીધું હોય; તો પણ એમાં એ શામેલ

હોવોજ જોઇએ. હવે ખોદા જે કરે તે ખરૂ ! એ અપરાધી ભી હોય, તો પણ એક વફાદાર માહરા ચાહનારને બચાવવાની મારી ફરજ છે.

**સીંધ ભયરવી--ઠુમરી.**

લે દાદ દાવર દયા તુ કરી, માન !
મુશકેલી આસાન, થાઓ મહેરબાન—લે.
કાચી કુંવારી, છુ હું નારી, લે દાદ મ્હારી ઉગારી દુખી જાન
યાર દુખિયારો દાસ છે તહારો,
કરમ કરો, ખુદા બચાવો ધરી ધ્યાન—મુશકેલી.

[કોહેનુર ઘભરાટમાં દાખલ થાયચ.]

**કોહેનુર**—(સ્વગત) અરેરે મારાં નસીબ; ! મેહરવાનજીનો તો કંથે પત્તો લાગતોજ નથી. હવે હું કાં જાઉ ?

**મેહરાં**—(સ્વગત) એ આએ રાંડ કોણ હોસે ? (જાહેર) તુમ કયા મંગતા ? ઇધર કાએકુ આયા ?

**કોહેનુર**—બાઇ, હું ગુજરાતી બોલી શકુંચ, અને એકાએક અંદર ચાલી આવવા માટે માફ માંગુંચ. પણ આવા ગભરાટની વખતે અંદર ચાલી નહીં આંઉતો શું કરૂં ? આખરે એકમેકથી અનજાણા છઇયે, પણ તમારા વરને અને મને કંઇ અનજાનુ નથી, એવું જારે જાહેર કરૂંચ તારેજ તમુને ખરી બીના માલમ પડસે.

**મેહરાં**—એ રાંડ સું બકી મરેચ. મને કંઇ સમજ પરતી નથી.

**કોહેનુર**—અરે હારે વરી તમુંને શું સમજ પરે ! જાં બધું કામ છુપાછુપ થયું હોય, તાં સમજ કાંથી પરે. પણ હવે માહરૂં દીલ વધારે દુખવવા, તમે કંઇ પણ ખુલાસો પુછતાં નાં. હું એટલુંજ પુછુંચ કે તેવણ કાંહ છે !

**મેહરાં**—પણ તે તેવન કોણ ?

**કોહેનુર**—બાઇ, મેહરબાની કરીને મને સવાલો પુછવાનું મોકુફ રાખો. જોકે બાહરથી તમો માહરા અંતકરણના જુસ્સાઓ જોઇ શકતાં નથી, પણ અંદરથી તો માહરા દીલમાં આગની ભઠી સલગીચ, અને જાને એવું થાયચ કે તે સલગેલી ભઠીની અંદર તેને નાંખીને ભશમ કરૂં. [ઘેલીના જેવા ચાલા કરેચ.]

**મેહરાં**—(સ્વગત) એ મુઇ ઘેલીની કાંની શું બકી મરેચ ! મુવું એક પાપ જેમ તેમ પટીયું ત્યારે બીજું આયું.|(જાહેર) પણ તું એમ ઘેહલાં માનસની કાંની શું કરેચ ? ખુલાસાવાર વાત કરની.

**કોહેનુર**—અરે બાઇ, હમણા માહરાં મગજની એવી ખરાબ હાલત છે, કે જો નજીવા જેવાબી માહરાં મગજને આંચકા લાગે તો ખરેખરૂં ઘેલાપણું લાગુ પરે, ને હવે હું જરૂર ઘેલી થઇ જવસ.

**મેહરાં**—પણ રાંડ ડાકન, તું માંગેચ શું?

**કોહેનુર**—મારો માલેક.

**મેહરાં**—પણ ઘેલી, તાહરો માલેક માહરે તાં કાંથી આવે, ને તેને તું હંઇ સોધવા સાંની આવી ? ચાલ જા અંહીથી !

**કોહેનુર**—અંહી નથી ? તારે તમારા વર કાંહ છે ?

**મેહરાં**—મારો વર ?

**કોહેનુર**—હા, પણ તે તમે એવી રીતે જવાબ આપોચ કે કોઇ કેહસે કે તમારો વરજ નથી.

**મેહરાં**—હાજતો, વરી માહરો વર નથીજ તો.

**કોહેનુર**—તમારો વર હોય કે નહીં હોય, તેની સાથે મને શું કામ છે. પણ હું તો માહરા માલેકને માટે પુંછુંચ અને તમારા વરને માટેબી પુછુંચ, તેનું કારણ એટલુંજ કે માહરા માલેકનું તેને શું કીધું તે હું જાણવા માંગુંચ.

**મેહરાં**—મને લાગેચ કે તેં તાહરી સુધ ખરેખર જ ખોહી દીધીચ, કેમ ખરૂં કેની ?

**કોહેનુર**—તદ્દન ખોટું, પણ ખરૂં તો એ છે કે હું તેને ખોઇ બેઠીચ. [રડે છે.]

**મેહરાં**—(સ્વગત) એકતો હું માહરાં દુખને રડુંચ. તેમાં એ વરી કાંથી નરવા આવી. (જાહેર) પણ રરવા બરવાથી શું વલવાનું છે: જરા ધીરજ રાખ.

**કોહેનુર**— હું કેમ ધીરજ રાખું. પણ બાઇ મહને ખરૂં કેહવાની કે તે તમારી આગલ આવ્યોજ નથી કે ?

**મેહરાં**—(સ્વગત) રાંડ, કોઇ ચલકતી ને રખડેલ માલમ પડેચ. (જાહેર) પણ તું એમ ઘેલીની જેવી બટકતી કાંય ફરેચ ?

કોહેનુર—હા બાઇ, હું ખરેખર ભટકતીજ છેઉ. કાલની અભાગની રાત પછી હું તે માહરા માલેકની સોધમાંજ ભટકુંચ, બાઇ. મેં ખરેખર માહરા સેહતા જીવને સંતાપમાં નાંખ્યો અને "રોજે કયામતમાં" હાથ નાંખ્યોચ.

મેહરાં—(સ્વગત) ઓ ખોદા, હવે મને કંઇ સમજ પરેચ. આએ તો પેલો કોઇ લુચ્ચો જેવો હમના આવી ગીયો, તેનું લફરૂં માલમ પરેચ. એ ગંડેબી કંઇ એવાં કરતુકમાં ભાગ લીધો હોસે કે શું?

કોહેનુર—બાઇ, તમે જાણુતા હો તો કેહેવોની કે તેવન કયાં છે ને તમારા રૂસતમજી કયાં છે?

મેહરાં—તું અંહી આવી તેની થોડોજ વખત આગમજ તે હંઇથી ગીયો, ને એમ બી બોલતોતો કે હું તો ઈંગલીશ હોટેલમાં જાઉંચ.

કોહેનુર—માહરીપર ઘણી મેહરબાની કીધી. બાઈ, ચાલો હું જાઉંચ, ને તમુને તસ્દી આપીચ તે માફ કરજો. [કોહેનુર જાએ છે.]

મેહરાં—અરે ખોદા ! હવે તો માહરો શક ઘણોજ મજબુત થતો જાયચ. અરે ! રૂસી ! રૂસી તુંને એ શું સુજ પરેચ !

પીલુ—લાવણી.

દીશા સુજાડે, દીન આવેલો; જગમાં સઉ જનને,
અંતર અંદર, કૃર કલ્પના આવે બહુ મનને.
અવલું થવા બેસે ત્યારે સવલું સુજ ન પડે,
છતે દીને અંધારૂં લાગે, માનવનાં મનને—દીશા,
વીનાશ કાલે વિપ્રીત બુધ્ધી સુજે જીવનને,
મેઘ વરશાતાં ગાજે પહેલાં, ચમકે બીજ ગગને—દીશા.

[રૂસતમ દાખલ થાય છે]

રૂસતમ—કેમ ડીયર, શું છે? [ખંભાપર હાથ મુકવા જાયચ.]
મેહરાં—દુર રેહવો, મારી નજદીક નાં આવો !
રૂસતમ—કાંય, એમ કાંય, કંઇ કારણુ?

મેહરાં—તમારા અપવીત્ર હાથ માહરા દીલને નાં લગારો. જો કે હું તમારી ભવીપની મોહરદાર ગણાઉંચ, પણ એક એવો

અસાધારન બનાવ બન્યોચ, કે જેથી આપણા વચ્ચે હવે પછી કશો સબંધ રહેશે નહીં [મેહેરાં જાએછ]

રૂસતમ—(સ્વગત) અરરર ! કોઇએ ચપટાં આપ્યાચ. નહી તો એને એમ એકદમ ભુત સાંનો ભરાય ? ( કાવસ દાખલ થાએ છે, ) કાવસ, હંઇઆં કોઇ આયુંતું ?

કાવસ—હાજી, એક ગ્રહસ્થ આયાતા સાહેબ.

રૂસતમ—ગ્રહસ્થ તો ખરો, પણ કોઈ રીસપેકટેબલ ઉતો કે ?

કાવસ—સાહેબ, ગ્રહસ્થ એટલેજ રીસપેકટેબલ ને રીસપેકટેબલ એટલેજ ગ્રહસ્થ. પણ આએ તો કાઇ રીસપેકટેબલ લોફ્ર જેવો વધારે લાગતોતો. બાઇને તે ગમ્યો કેમ હોસે.

રૂસતમ—એ સ્ટુપીડ એસ જેવો સું બકી મરેચ ! કેમ ભેજું ઠેકાણે છે કે ?

કાવસ—સાહેબ, જરા ધીરજથી માહરૂં સાંભલો.

રૂસતમ—પણ બોલની સું, કેહચ. ?

કાવસ—સાહેબ, હું અંહીયાં દાખલ થયો, તે પછી પાછો તુરત બાહર નીકળી ગીયો અને ભરઇને—

રૂસતમ—જોયું- એમજ કેની !

કાવસ—અરે નહીંરે સાહેબ, જોયું નહીં, પણ સાંભરીયું.

રૂસતમ—હંઅ, ! શું સાંભરયું !

કાવસ—તે બાઇની ઘણીજ દયા ખાઇને તેવનને કહતોતો, કે તેવન બાલ લગનનાં ભોગ થઈ પરીયાંચ.

રૂસતમ—અહં ! પછી ?

કાવસ—અને જતી વખતે વરી એમબી બોલ્યો, કે માહરૂં અરધું દીલ હંઇ મુકી જાઉંચ. પણ શેઠ, તમે કેહતાતા, કે મેહરબાઇ બચપનમાં પરણેલાં ઉતાં, ને તેવનના વર કેઠે ગુમ થઇ ગીયાતા, તેવનતો નહીં હોય ?

રૂસતમ—છટ ! તે કાંહથી આવતોતો.

કાવસ—વરી બાઇએ કંઇ પૈસાબી આપ્યા.

**રૂસતમ**—(સ્વગત) પરવરદેગાર, તારા આસરો. (જાહેર) ક્રાવસ. જા જા, એવી મેડ જેવી શું વાત કરેચ. નાઉ ગો હુ મોર વર્ક. (ક્રાવસ જાએ છે) આએ સું ભેદ છે તેની મને સમજ પરતી નથી. રખેને મેહરાં કાઈના ભમાવાથી ભમતી હોય ! એની આગળ કોણુ આવી ગયું હોશે? શું એનો આગલો વર જીવતો, થયો હોસે, ને તેજ એને મલી ગયો હોસે ! નહીં નહીં, એમ કદીજ બની શકે નહીં. [મેહલ્લુ ઉસકેરાયલો દાખલ થાય છે]

**મેહલ્લુ**—ઓ ખુની ! ફ્રાંસ્યા જલ્દી બોલ ! પેલી કાંહ છે ?

**રૂસતમ**—ઓ ભામટા ! ચંડાલ ! જરા મોહનું સંભાલીને બોલ ! હું ધારૂંચ કે તાહરાં માંય બાપે તુને એટીકેટ સીખવી નથી. પેલી કોણુ ?

**મેહલ્લુ**—હં ! પેલી કોણુ ? અનજાની અમ્મા ને પાક બ્રમ્મા. અરે પેલી તાહરી સાથે ઉતી ને, પેલી ચલકતી !

**રૂસતમ**—(સ્વગત) હા, તારેતો આએજ મેહરાંનો આગલો વર હોવો જોઈએ.

**મેહલ્લુ**—મને ઉડાવાની તજવીજ કરસે તો તેમાં તું જબરૂં ગોતું ખાસે. હું બધું જાનુચ, તણી તારા જેટલીજ ખુની અને મકકાર છે. હું કંઇ મુવો નથી, પણ તમો બેઉને તમારાં કરતુકની સજા ચખાડીને પછીજ મેં મરવાનો ઠેરાવ કીધોચ.

[ખુનીની ઢપે રૂસતમ તરફ જોએછે]

**રૂસતમ**—(ગભરાટમાં) અરે પણ, તમે એમ ઉસકેરાઇ ના જાવની ! તો બા ! એતો વાત એમ છે કે હમાતો તમો બેહસ્તીને ગુજરી ગયેલાજ સમજતાતા.

**મેહલ્લુ**—અરે હા, તું એમ કાંઈ નહીં સમજે ! જયારે ચલકતી તાહરે હાથ લાગી તારે મને તું બેહસ્તો કાંએ નહીં ગને. પણ હવે તો તાહરી ખાતરી થઇ કેની કે હું કંઇ મરી નથી ગીયો તેં જેવી માહરી સાથે ચાલ ચલાવીચ તેના બદલામાં હવે હું તુંને માહરા રસ્તા-માંથી દુરજ કરીશ.

**રૂસતમ**—અરે પણ જરા માહરો ખુલાસો તો સાંભલો.

**મેહલ્લુ**—મુંગો રહે ઓ બદમાશ ! તાહરો ખુલાસો હું જરાબી સમજવા માંગતો નથી. ઓ કાવતરાંબાજ કરપીન ! હજુરબી મને ઠગવાની કોશેશ ના કર. તું જાનેચ કે તાહરાં પાપો માહરેથી છુપાં છે ? નહી, બચ્ચા નહીં. જો તું તાહરૂં ભલું ચાહતો હોય તો બોલ, પેલી કહાં છે? હું બધું જાનુંચ.

**રૂસ્તમ**—અરે પણ જારે તમે બધું જાનોચ તારે મને પુછોચ શું માથું ફેરવા.

**મેહલુ**—હવે લાંબી ટુંકી વાત છોરીને બોલી મરેચ કે નહીં , કે તુંને ચાહનારી તાહરાં પાપોની ભાગીદાર, પેલી ખુબસુરતીના સાહયા હેથળ છુપાએલી ડાકણ કાંહ છે ?

**રૂસતમ**—શું માહરી સાથે જે બાઇ છે, તેને વરે પુછોચ?

**મેહલુ**—હા, તાહરી સાથે જે છે તેજ, "સોખને કુલે ઝાડ ઉગ્યું તો કહેજે; ભલે મને છાંયડો થયો."

**રૂસતમ**—તારે બા તમે જરા ધીરજથી સાંભલો, કસી ફીકર ના રાખો. ખોદા સઉ સારૂંજ કરસે. જેવોની બા, તે પહેલાં તમારી સાથે ઉતી ખરી, પણ તે તો હવે માહરી થશે.

**મેહલુ**—ઓ કંગાલ ! ઉંદરની કાની ફુંકી ફુંકીને કરડેચ કે ? લુચ્ચા બદમાસ !

**રૂસતમ**—તમારા આય નાલાયક સખુનો હું વધારે વાર સાંખી શકસ નહીં. એમાં માહરો કશો કસુર નથી, તમે માનતા હોવ તો માનજો સાહેબ, કે આજ સુધી હમે તો તમારે વીશે એમજ ધારતાતા કે તમો તો આય ફાંની દુન્યા કુચ કરીને હમેસગીના દોજખમાં સબરતા હોસો.

**મેહલુ**—(સ્વગત) એ દોજખીનો જન્યો બકી સું મરેચ ! (જાહેર) હા, હા, તું તો એમજ ધારતોતો કે હું તો દરીયાની તલેટીમં બાંહચી ગીયો હોવસ. કેમ ખરૂં કેની ?

**રૂસતમ**—(સ્વગત) કમબખત! હું ઇચ્છુચ કે તેમજ થયું હોતે.

**મેહલુ**—પણ બોલી મરની, મારાથી થોભાતું નહી, તે ગેઇ કહાં ?

**રૂસતમ**—અરે પણ તે ને એ તે કોણ ? તેનું નામ બોલની. તું કોણુને વરે પુછેચ ? પણ અહીંથી જાએચ કે નહીં ?

**મેહલુ**—નહીં. જ્યાંવેર તું મને સંતોશકારક જવાબ આપશે નહીં, ત્યાંવેર કદી હું અહીંથી જવાનો નથી, પણ મને જવાબ દે કે શું તું એક માનસ છે કે?

**રૂસતમ**—(સ્વગત) હવે એને સંતોશકારક જવાબ આપવાને બદલે સંતાપકારક જવાબ આપવોજ પરસે (જાહેર) એ આબરૂથી વાત કર! તું પરસનેલીટીપર જાએચ.

**મેહલુ**—તું મને મરદ જેવો લાગતો નથી. અને જો તું ખરે મરદજ હોય તો આવ, જોઉં. [લાકડી ઉંચકેછે.]

**રૂસતમ**—કંઇ ઘેલો બેલો થયોચ? બાહાર જા, નહીં તો ધકકા મારીને બાહાર કાહરીશ. આય લાકરી નીચે કર, નહીં તો આએ છુટી ખુરસી મારીને તાહરૂં ભેજુંજ કહારી નાંખસ.

**મેહલું**—આવ, બચ્ચા આવ, હવે તાહરો બચાવ કર. આ પરે તો મરશું તાં સુધી લરશું.

**રૂસતમ**—આવ, જોઉં આવ. [બેઉ જણ પુલ ઉપરથી દોડવા જાએછે, પુલનો કતેરો ભાગી જવાથી નાલાંની અંદર પડેછે, બદલો બેહરામશા સાથે દાખલ થાય છે.]

**બદલો**—હયાં થો બજો હાએબ, હું બાઇને ખબર કરૂંચ.[જાએછે]

**બેહરામશા**—ચાલો અહીંયાં સુધી તો ઠીક છે. હું એક બનાજ ડાયાબોલીક ટ્રેજીક પ્લોટને ઉધારી પારી શકસ, તેવોનાં અનુમાન મુજબ તે લોકનાં કપરાં પણ માહરે હાથ લાગાં.

[મેહરાં દાખલ થાય છે.]

**મેહરાં**—હું ધારૂચ કે તમે મને મલવા માંગોચજી.

**બેહરામશા**—હા બાઇ, અને વરી તેબી ઘણાજ અગતના કામ સર. પણ માફ કરજો બાઇ, મને જરા બારણાં બંધ કરવા દેઓ.

**મેહરાં**—અરે નહીંરેજી, બારણાં સાનાં ધકાંવોચ? કંઇ નહીજી. હંઇયાં કોઇ નથી. બારણાં ધાંકવાની કસી અગત નથી. જે કેહેવું હોય તે કહેવોજી. (સ્વગત) રખેને કંઇ નવો ઘોંટાલો હોય! (જાહેર) ચાલોજી બોલો, હવે તમે શું કહેવા માંગોચજી.

**બેહરામશા**—બાઈ, મારૂં નામ બેહરામશા છે. શું તમે મને નથી ઓળખતાં? હું તેજ બેહરામશા છેઉં કે આખી મુંબઈ ઈલાકાના બદમાસો સેવકનું નામ સાંભલીને નેતરના ઝાડની માફક ધ્રુજેચ. સેવક છુપી પોલીસનો ડીટેકટીવ છે. (સ્વગત) અંહ! હવે છાતીમાં ધમન ફુંકાવા માંડયું હં.

**મેહરાં**—શું તમે એક ડીટેકટીવ છેવો કે? પણ ડીટેકટીવનુ અંહી શું કામ?

**બેહરામશા**—બાઇ, તમે ધીરાં થાઓ. (બેગ ઉગારી) આએ કપરાં કોનના છેઃ તે તમે ઓલખવાની મેહરબાની કરશો?

**મેહરાં**—(કપરાં જોઇને સ્વગત) ઓ ખોદા! આએતો રૂસતમના કપરાં છે. હવે સું કરૂં! ને એ કપરાં રૂસતમના છે; એમ કેમ કેહું.

**બેહેરામશા**—જવાબ કેમ નથી આપતાં? તમેં આય કપરાં કદી આગલ જોયાંતા કે?

**મેહરાં**—નહીં, કદીબી નહીં.

**બેહરામશા**—બાઈ, હું જો ભુલતો નહીં હોઉં તો તમે મી. હોરમજશા ફામાડોરના દીકરી, ને રૂસતમ બેરીસ્ટરનાં ઇનટેનડેડ વાઇફ છેઓ; ખરૂં કેની?

**મેહરાં**—હા, હુંજ તે અભાગની છેઉં.

**બેહરામશા**—બેઅદબી માફ કરજો બાઇ, પણ નાદાન ને ઉછાંછલું પગલું ભરીને; અભાગ્યાં તો તમો તમારે હાથેજ થયાંચ વારૂ તમે ખાતરીથી કેહવોચ કે આએ કોનના કપરાં છે, તે તમો જાનતા નથી?

**મેહરાં**—નહીં, ખચ્ચીતજ હું ઓલખી શકતી નથી.

**બેહરામશા**—ઘણુંજ અજબ જેવું છે, કે તમે ઓલખતા નથી. (બેગમાંથી ઘડીયાલ છેડો કાહડીને) વારૂ આય ઘડીયાલ ને છેરો રૂશતમજીનો ખરો કે?

**મેહરાં**—(ગભરાટમાં સ્વગત) ઓ માંય, હવે સું કરૂં! (જાહેર) નહીં, એ ઘડીયાલ છેરો, મેં કદી જોયો નથી.

**બેહરામશા**—ઠીક. (મનીપરસ કાહડીને) ને આય મની પરસ કોણની છે? રૂશતમજીની ખરી કે?

**મેહરાં**—પણ હું શું જાનુ? રૂસતમજી કંઇ પરસની સાથે મહનેબી ગજવામાં લઇને ફરતાતા કે હું તેને ઓલખું.

**બેહરામશા**—આઇ, એવો ચીકી એનસર ના આપો. (નોટબુક કાહડીને) વારૂ આય નોટબુક કોણની? આય કાર્ડ કેસ કોણનો? ને કાર્ડ પર આય નામ કોણનું?

**મેહરાં**—(નામ વાંચીને) હા, રૂસતમજીનું નામ તો છે, પણ તમે કેહવા શું માગોચ? એમાં શું મોટી વાત છે. કાર્ડ કેસ કેથે પરી ગીયો હોશે ને તમોને મલ્યો હોશે.

**બેહરામશા**—ઠીક છે. (લોકેટ કાહડીને) વારૂ આય વાત કરે તેવી સબી કોણની છે, તે જરા જોવની.

**મેહરાં**—(સ્વગત) ઓ અફસોસ! હવે તો રૂસતમનું ખરેખરૂં આવી બન્યું.

**બેહરામશા**—હવે તમે આય સબી તો જરૂરજ ઓલખી હોશે.

**મેહરાં**—હા બા.

**બેહરામશા**—હું ધારતોતોજ કે તમે ઓલખશો.

**મેહરાં**—(કગલીને) ભાઇ બેહરામશા, હું ધારૂંચ કે તમારે તાંબી વસ્તીવારી હોસે, ને તમારા દીલમાં જો અંતઃકરણ જેવી ચીજ હોય તો માહરીપર દયા કરો. જોકે એનો ખરેખરો અપરાધ શું છે, તેથી હું તદ્દન અનજાની છેઉં. પણ જો કંઇ એવણથી નાદાની થઇ હોય તો ભાઇ હમારી શરમ લાજ તમારે હાથ છે. માનસ માત્ર ભુલને પાત્ર છે ને ભુલતો દરેક ઇનસાનથી થતી આવીચ.

**બેહરામશા**—(સ્વગત) હં! હવે સમજ પરી. એ કાવત્રામાં એવણનાંબી કંઇ પાખન છે ખરાં. જેની સાથે એ પણવાની ઉતી, તે બીચારાનું ખુન થયું, ને તેના ખરા ખુનીને બચાવી લેવાની એ નફટઇ ભરેલી માંગણી કરેચ. (જાહેર) બાનું, તમુંને કંઇ પણ તકલીફ આપવાની કે રંજીદા કરવાની માહરી મરજી નથી, પણ આય મકકમ અને સાબુત પુરાવાઓથી અને બીજા ચોકકસ બનાવોથી એવું પુરવાર થાએચ કે એક ઘણોજ ગંભીર અપરાધ કરવામાં આયોચ.

**મેહરાં**—પણ બાવા, જોવની એવન કદી એવા ગંભીર અપરાધમાં પોતાનો હાથ નાખેજ નહી.

**બેહરામશા**—બાનું, પણ એટલું તો પુરવાર થાએચ કે તમે ખરી બીનાઓથી વાકેફ છેઓ.

**મેહરાં**—(સ્વગત) રખેને માહસથી ગભરાટમાં કંઇ મારૂં અતારૂં બોલી દેવાયું હોય.

**બેહરામશા**—હવે માહરો કીંમતી વંખત ના ખોબો. માહરે તમુંને ખુલ્લેખુલું જણાવવું જોઇએ કે હું સઘલી બીનાઓથી વાકેફ છેઉં. તમે જે રાજી ખુશાથી સાચ્ચો એકરાર કરશો તે તમારી તરફેણમાં જશે, અને તમે જે આય માહા અપરાધમાં ભાગ લીધોચ, તેની સજામાં ઘટાડો થશે.

**મેહરાં**—(ગુસ્સામાં) શું મેં ભાગ લીધોચ? બસ ચુપ રેહો; ઘણું થયું! તમે ઘણીજ ગંભીર ભુલ કરોચ, બલકે એઅદબી માફ કરોતો કેહું કે એક બાઈ માણુસ જાણી હીચકારી રીતે મહને ગભરાવી કંઇ નીચવી લેવાની કોશેસ કરોચ. પણ ઇનસાફ આય સઘલા ભેદ ભરમોનો નીવેડો લાવશે, અને જે ખરો અપરાધી હોશે તે પોતાના કરતુકનાં ફેજ પુગશે. યુ મસ્ટ નો ઘેટ લો ઇઝ મેગનીફાઈંગ.

**બેહરામશા**—તારે તમે માહરી સલાહ નથીજ માનતા કે?

**મેહરાં**—નહી, કદી નહી. તમારેથી જે થાય તે કરી લેઓ.

**બેહરામશા**—ઠીક છે તારે, માહરે હવે માહરા ઓખ્ખાની રૂએ આએ ઘેરનું ખુનેખુનું તપાસવું પરસે. તમે હજુરબી પુરતી રીતે વીચાર કરો, પણ એટલું યાદ રાખજો કે માહરા કામમાં હરકત નાખવાની તમે જરાબી કોશેસ કરશો તો તે તમારી કોશેસ તદન નકામી છે.

[ગુસ્સામાં જલ્દી ચાલી જાએ છે.]

**મેહરાં**—બાવાજી હોતે તો કેવું સારૂં. ઓ! ખોદા હવે શું કરૂં!

[મેહરાં બેસુધ્ધ જેવી પરી જાયચ અને રૂસતમ ફાટાંતુટાં કપરામાં દાખલ થાએ છે.]

**રૂસતમ**—હું ખોદાનો ઉપકાર માનુંચ કે હું બચી ગીયો. પેલો ચંડાલ મારી પાછળ પડયો તે ત્યાં બેસુધ્ધ પડેલો છે. જો એ સુધ્ધીમાં હતે તો મને જીવતો છોરતે નહીં. માહરી કમ્મર ને માથું બધું ડોહરઈ ગીયુંચ. [ જાએ છે, મેહલ્લુ દાખલ થાએ છે. ]

**મેહલુ**—એ કહાં મુવો, હું ધારૂંચ કે માહરી અગાઉ સુધ્ધીમાં આવવાથી એક હીચકારા કુતરાની માફક નાહસી ગીયો હો[illegible]. પણ જ્યાં સુધી એના શરીરનાં બારીકમાં બારીક તુકરા નહી કરૂં તાં સુધી હું એને જીવતો છોડનાર નથી.

**મેહરાં**—(ચોંકીને) તમે કોણ છેઓ? [બાંકપરથી ઉઠે છે]

**મેહલુ**—હું કોણ છેઉં; તે પછી વાત, પણ તમે કોણ છેઓ તે પેહલાં વાત. હું ધારી સકુંચ કે તહમે તેનાં વાઈફ છેઓ. મને લાગેચ કે તમેબી માહરાં જેવા દુખી છેઓ.

**મેહરાં**—તમે હંઇઆ માંગોચ શું? ને એવા હાલહવાલ જેવા કેમ?

**મેહેલુ**—મારા દેખાવ સાથે તમુને શું કામ છે? સાંભલો, માહરૂં નામ મેહરવાનજી ટારગેટ છે.

**મેહરાં**—અરે તમે તારગેટ હોવો કે બજારગેટ હોવો. પણ તમે મને સું કેહવા માંગોચ!

મેહલુ--માહરે જે તમુંને કંઈ કેહવુંચ તે માહરે માટે, તમારે માટે, માહરી એક ઠગારી માટે અને રૂસતમ માટે ઘણુંજ અગતનું છે.

મેહરાં—વારૂં આગલ બોલો જોઉં.

**મેહલુ**--આય બનાવથી બે જનાં અતી દુ:ખના ભોગ થઈ પરીયાંચ, તેમાં એક તમે ને બીજો હું.

**મેહરાં**—ઓહો તાહરે તમેબી તે ભેદની વીગતોથી જનીતા દીસોચ! તમે મને એક ઘેલી જેવી નહીં બનાવવા માંગતા હોવ તો મને એ બધી બીનાઓથી વાકેફ કરવાની મેહરબાની કરશો?

**મેહલુ**—તારે સાંભલો બાનું. તે અજીમ ગુનાહમાં રૂસતમ અને માહરી એક ઠગારી ઓરત સામેલ છે. તે બન્નેનાં આપરે નફામાં ભોગ થઈ પરીયાંચ. મે બધું સાંભલ્યુંચ અને પોતાની ધારેલી નેમમાં ફાવવા માટે આપુને બેઉને તેઓ પોતાના રસ્તામાંથી કેમ દુર કરવા માગતાંતાં તે સઘલી બીનાઓથી હું બરાબર વાકેફ છેઉં.

**મેહરા**—ઓ માયરે! એટલું બધું કાવત્રું? પણ બા તમે ધારોચ તેમ હું કંઈ તેની સાથે હજુર પરણી નથી.

**મેહલુ**—હવે વખત ખોવામાં નુકસાન છે. હું તમુને બચાવી લેવસ; પણ હા! સારી વાત યાદ આવી. તમે નાસ્તો કીધો કે?

**મેહરાં**—નહી બા, એવાં ધરક ધુજારામાં નાસ્તો ને ફાસ્તો કોણુને ગમે? મુંવું એક ચાહેનું કપ જેમ તેમ ગલે ઉતારીયું.

**મેહલુ**—ચાહેનુ કપ ! અરરર ! એ તમે શું કીધુ ?

**મેહરાં**—(ગભરાઇને) કાંય, કાંય, શું છે ?

**મેહલુ**—પણ જ્યારે તમે ચાહેનુ કપ પીધું તે વખતે રૂસતમ હાજર ઉતો કે ?

**મેહરાં**—હા.

**મેહલુ**—(ગજવાંમાંથી શીશી કાહડીને) આનુ, મને તમારી ઘણી દયા આવેચ. જો તમે કમોતે નહી મરવા માંગતાં હોવ તો આય ડોઝ; જે હું હમેશા મારી સાથે રાખુંચ તે એકદમ પી જાવ. એહરી નાઇટ્રો-ગ્લીસરાઇન માટે એજ ફકત એક અકસીર ઉતાર છે.

**મેહરાં**—નાઇટ્રો-ગ્લીસરાઇન !

**મેહલુ**—હાજી. રૂસતમ તમુને દરરોજ ચોકકસ ડોઝમાં નીયમીત આપવા માંગતોતો, કે જેથી ચોકકસ કુવાનટીટી દીલમાં પચતાં તે સલગી ઉડીને એકદમ તમોને ભશમ કરી નાખે.

**મેહેરાં**—આ ખોદા ! એ હું શું સાંભલુચ ?

**મેહલુ**—ધીરાં પરો, ધભરાવો નાં. ખોદા સઉ સારૂં કરસે. એમ ઉસકેરાઈ જસો તો તમારા પેટમાં પચેલું નાઇટ્રો-ગ્લીસરાઇન સલગી ઉઠશે તો સુરંગની માફક ઉડી તે તમારા પુરચે પુરચા કરી નાખશે.

**મેહરાં**—(સ્વગત) મને તો એનુંબી કાતરીયું ધસેલું માલમ પરેચ ! મુવા જે મલેચ તે એવાજ મલેચ. (જાહેર) પણ આ, એ પીને હું શું કરૂં ? હું એવી જાની અંજાની દવા પીતીજ નથી.

**મેહલું**—અરરર ! તમે નકામી ધીલ કરોચ, જે વખત જાયચ તેમાં તમારા બદનના ટુકરે ટુકરા થઈને ધડાકાની સાથે ઉડી જશે, પછી પસ્તાસો. કારણ કે તમારા શરીરમાં ટોરપીડો લાગુ પરી ચુકોચ. માટે માહરૂં માનો ને આય દવા પી જાવ, બસ પી જાવ.

**મેહરાં**—કંઈ નહી, ગમે તે થવા દેઓ, પણ એ દવા તો હું નથી પીવાની. હું માહરી જીંદગીથી કંટાલી ગેઈચ ! હવે મને શાંતીથી મરવા દેઓ.

**મેહલુ**—અરે શાંતીથી સાના મરતાતાં ! તે વખતે તો એક મોહોટો ધરાકો થશે ને તમારાં માસનાં બોટે બોટાં ઉડશે.

**મેહરાં**—હવે જાવ, બા જાવ, મને ના સતાવો ! જાવો હંઇથી.

**મેહલુ**—બાનુ, ઓરત જાત તરફની માહરી દયાળુ લાગણીને ખાતર તમુને ગુઠણુંમડીએ પડીને અરજ કરૂંચ કે જો તમુને તમારી જીંદગી વહાલી હોય તો આય દવા જરૂર જેમ બને તેમ જલ્દીથી પી જાવ. [ મેહરાં આગલ મેહલ્લુ ગુઠન મંડીએ પરેચ તેટલાં બેહરામશા દાખલ થાય છે ને જોઇને કમકમે છે]

**બેહરામશા**—(સ્વગટ) અહા! આયજ પેલો ખુની છે.

**મેહરાં**—(બેહરામશાને જોઇ ને ગભરાઇને) અરરર ! પેલો વરી કાંહથી પાછો આવ્યો ?

**મેહલ્લુ**—તમે કોણ છેવ બા?

**બેહરામશા**-બપાવા, હું દીટેકટીવ પોલીસનો અમલદાર બહેરામશા છેઉં, અને તમુને વધામણી આપુંચ કે તમારી પર ખુન કરવાનો આરોપ મુકુંચ.

**મેહલુ**—ખુન ! કોણનું ખુન ?

**બેહરામશા**—રૂસતમ બેરીસતરનું.

**મેહલુ**—શું રૂસતમનુ ખુન થયું? તે મરી ગીયો?

**બેહરામશા**—હું કાલે ઓપીસમાં ઉતો અને તમારૂં બધું કાવતરૂં મેં છુપઇને સાંભલ્યું જો કે હું તમારા ચેહરા જોઈ સક્યો નહીં, પણ હું સોગંદ પર કેહુચ કેહુંચ કે હું તમુને ઓલખુંચ. [બદલો હાંફતો હાંફતો દાખલ થાયછે.]

**મેહરાં**—કેમ બદલા આવ્યો કે ?

**બદલો**—હા બદલો તો આયો, પણ તમારા બાવાને માટે તે માઠી ખબર લાયો.

**મેહરાં**—શું તેવણ તાહરી સાથે નથી આયા ?

**બદલો**—નહીં બાઈ, તેવનને તો બેરી હોકીને પહરેજ કીધાચ.

**મેહરાં**—શું બાવા કેદ પરીયાચ ? [ગનપતરાવ દાખલ થાએછે.]

**ગનપતરાવ**—(ગભરાટમાં) હા કેદ કીધાચ.

**મેહરાં**—કાંય કાંય ? શું કરવા?

**ગનપતરાવ**—અરે મને તેમ કરવા તેવણેજ કહયુંતું. આપ રહયું તેવનને હાથનું કાગજ, મેજ તેવણુને કબાટમાં સંતાડ્યા, પણ કબાટને ચાવીતો રૂસતમજીએ દીધી. હું તેવણપર હોરમજશા કામાડોરને ગુંગલાવી મારવાનો ચાર્જ મુકુંચ. [કાવસ દાખલ થઇને મેહરાંને]

**કાવસ**—બાઈ, પેલો પાછો આયોચ.

**મેહરાં**—પેલો કોણ?

**કાવસ**—પેલો ભેદ ભરેલો માણસ.

**બેહરાંમશા**—(મેહલુને) રૂસતમ બેરીસ્ટરનું ખુન કરવા ઉપરાંત, તેના સસરાને ગુંગલાવી નાંખવાનાં વંક માટે માહરે તમુને બેરી હોકવી પડસે.

**મેહેલ્લુ**—નહી બપાવા, તમારી ભુલ છે. હમે તો બેઉ જના સાથેજ નાલાંમાં પરીયાતા.

**બેહરામશા**—(મેહરાંને) અને હું તમુનેબી તે કામમાં મદદ કરવા માટે કેદ કરૂંચ. [વીસલ વજાડેછે]

**મેહેરાં**—શું મને કેદ કરોચ? ઓ મદદ! મદદ!

**જમશેદ**—ખબરદાર ઓ હીચકારાઓ!

[જમશેદ પેસારામાં દાખલ થાએ છે. બીજી બાજુથી શેરેખાં બે સીપાઇઓને લઇને આવેછે; બેહરામશાહ ઇશારત કરવાથી મેહલ્લુનાં હાથમાં બેરી હોકવા જાયચ, તેટલાં મેહરાં બેસુધ્ધ થઇને જમશેદના હાથમાં પરેછે. જમશેદ ગજવામાંથી રીવોલવર કાહડી સીપાઇને દુર રાખેચ. ગનપતરાવ દમામમાં ઉભા રહેચ.]

ટેબલો

ડ્રોપ



## અંક ત્રીજો—દેખાવ પેહેલો.

### ઓરડો.

[સોફા ઉપર ગનપતરાવ લેટેલા દેખાય છે.]

**ગનપતરાવ**—(ગભરાટમાં) તો આલા, તો આલા; નહી, નહી, નહી, કોઈ નથી. અરરર! આએ માહરે હાથે શું થઈ ગીયું! જારથી હોરમજસાને મેં કબરમાં બંધ કીધાચ; તારના તેવન માહરી સાંએ ભુતના આકારમાં આવીને ઉભા રહેચ, અને પોતાના બચાવ માટે ચીચયારીઓ પારેચ. ઓ વરી ચીચયારીઓ પરી! આ નો, નો, નો; "આઈ એમ સીંપલી આ મેડ ફેપ". "બટ નોટ કવાએટ ફીટ ટુ રીસાઇડ ઇન આ મેડ હાઉસ." કાલ રાત્રીબી ડ્રીમ મડી એઉન માલા સાંગીતલા કે "ઓપન ધ ડોર," હું હયાં ગુંગલાઈ જાઉચ. મી સાંગીતલા કે "આઈ કાન્ટ હેલ્પ મીસતર હોરમજશા." માલા નીજુન દીયા. પછી મે તેવણનો મરતી વખતનો છેલો ગુંગલાતો દમ. સાંભલ્યો, આની મંગ "ઓલ વોઝ ઓવર." આ માહરી આંખ આગલથી તે "હોરીબલ" દેખાવ દુર કરવા દેવ, પણ તે દુર કરવા માટે કંઈ ઉપાએ જોઇએ. હા! આએ ઉપાય ઠીક છે. (ગજવાંમાંથી ફ્લાસ્ક કાહડીને દારૂ પીએછે.) હટ ત્યાનચી! અતાં હોરમજસા નાહીતર ત્યાનચા ભુત તરી સ્વપનાત આલા; તર ત્યાનલા ઓયફીટ કરેલ. અરે પણ તે અલ કુકુન? "ધી કોરપ્સ વીચ હેઝ ગોન ટુ ધી સીમેટરી હઝ નોટ રીટર્ન." (ગનપતરાવ પાછો દારૂ પીએ છે, તેટલાં કાવસ અને હોરમજસા ઘણાજ ઉસકેરાએલી હાલતમાં દાખલ થાએ છે, અને ગનપતરાવને અહડી પડેછે. ગનપતરાવ ગભરાટમાં હોરમજસાને ટીકેછે. અને પછી ઇડયતની કાની હસી પડેછે.) હા, હા, હા; નો, નો, માહરી તરફ એવી શકની નજરે ના જોવ. તમે મરી ગીયાતા, તે માટે હું જોખમદાર નથી. "આઈ એમ ઇનોસન્ટ આફ યોર ડેથ." માહરી તરફ એમ ના જોવ, તમારા ડોલા બાજુ કરો. "ધે ગો થ્રુ મી લાઇક રેડ હોટ આયર્ન." "ડોન્ટ. સ્પેર મી! ફરગીવ મી! મરસી! મરસી!! મરસી!!!"

[ગનપતરાવ હોરમજસાના આંગઉર ધસેચ. હોરમ-

જસા દુર થવા કહે છે, ગનપતરાવ બીહીને આઘો જાએછે]

**કાવસ**—અરરર ! આજના જેવો તૈયાર થયલો મેં એને આગલ કહી જોયેલો નહી. મને લાગેચ કે ગનપતરાવ ધીચી ધીચીને મેડ થઈ ગીયોચ.

**હોરમજશા**—"આઇધિર ધી હોલ વરલ્ડસ ગોન મેડ; ઓર આઈ હેવ." (એમથી તેમ લટાર મારેચ) શું હું ઘેલો છેઉ? શું હું ઉંગાએલો છેઉં! શું હું સ્વપનો જોઉંચ? એ બધા સવાલોનો ફડચો માહરે તુરત કરવો જોઈએ. હમના માલમ પડસે કે હું સુધીમાં છેઉં કે નહી. [હોરમજસાના હાથની અફાટ કાવસને લાગેચ.]

**કાવસ**—ઓ બાપરે ! (સ્વગત) આએ તો કેથું ઘેલા ઘાંચીનું કુટુંબ છે.

હોરમજશા—નો, "ઇટસ આ સોલીડ ફેક્ટ," હું તો જીવતો છેઉ, અને વરી પુરતી હુસ્યારીમાં છેઉ. કેમકે જીવતા માણસો જો હુસ્યારીમાં નહી હોય; તો તે તો એક 'ક્રેઝી' કહેવાએ. પણ હું ખરે-ખર ઘેલા જેવોજ થઈ ગીઓચ! ઓ ખોદા તાહરો આસરો.

[હોરમજસા કોચપર ફસરાઈ પડેછે.]

**કાવસ**—(સ્વગત) એ આએ "મેડ હાઉસ" જેવી અફરા-તફરીની કંઈ સમજ પડે! (જાહેર) અરે હોરમજસા સેઠ, તમે સારી પખીન છેઓ કે? એ એમ સું કરોચ? "ઇટ ઇઝ વેરી બેડ."

**હોરમજશા**—"યસ, ઇટ ઇઝ બેડ, બટ આઈ એમ નોટ રેડ." પણ તાહરી બાઈ કહાં છે?

**કાવસા**—માહરી બાઇ! સેઠ માહરી બાઈ કાંઈ છેજ નહીં.

**હોરમજશા**—અરે પણ ઘેલા, તાહરા સેઠ રૂસતમની "ઇનટેનડેડ વાઇફ," તેજ તાહરી બાઈ, તે કાહાં છે?

**કાવસ**—કોણ સાહેબ, તમારી દીકરી મેહરાં વીશે પુછોચ કે?

**હોરમજસા**—હા.

**કાવસ**—સેઠ, માફ કરો, તે નહી કહેવાએ.

**હોરમજશા**—કાંએ નહી કહેવાએ! "યુ આર આ દીસઓ-બીડયન્ટ ડૉગ."

**કાવસ**—અરે હારે સાહેબ, એબ્બદબી માફ છે, પણ હરખા-અલા કુતરાએ કડયા હોય તેવા તો તમે થઈ રહેલા છેઓ, અને તેવી હાલતમાં જો તમારી દીકરીની ખબર સાંભલસો તો કાલે મરતા હોસો તો આજે મરસો સાહેબ.

**હોરમજશા**—માહરી દીકરીની ખબર? અરે બોલ, તેનું શું થયું ?

**કાવસ**—ગભરાવોના સાહેબ, તેવન કાંઈ મરી ગીયા નથી, પણ મોહત કરતાં બદતર ફેજે પુગી ગીયાચ. તેવનને તો પરહેજ કરવામાં આવ્યાચ.

**હોરમજશા**—પરહેજ કીધાચ ! શું બાબદ ?

**કાવસ**—હું જનાણુચ તાં સુધી તેવન પર એક બીજા ગ્રહસ્થની મદદ સાથે માહરા સેઠનું ખુન કરવાનો આરોપ મુકવામાં આયોચ.

**હોરમજશા**—શું રૂસતમનું ખુન કીધું ?

**કાવસ**—હા. પહેલાં આવીને બાઈને તથા પેલા ગ્રહસ્થને પકડી ગીયા, અને તાર પછી માહરા સેઠને માટે આયા.

**હોરમજશા**—અરે પણ તાહરા સેઠનું ખુન થયું, તારે તેને સાનો પકરવામાં આયો ?

**કાવસ**—અરે લેઓ; વરી પોલીસ કોઈને છોરે કે? કામ પરેતો મુવેલાં મુરદાંઓનેબી કબરમાંથી પાછાં ખોદી કહાડેચ.

**હોરમજશા**—હા! તારા શેઠને અંતે સોધી કાર્યો ખરેકે ?

**કાવસ**—હા સાહેબ.

**હોરમજશા**—કહાંથી ?

**કાવસ**—ધોલ્યા નીચેથી.

**હોરમજશા**—પણ તે જીવતો ઉતો કે ?

**કાવસ**—હા, પણ જીવતા કરતાં તો તેવન મહને મુવેલા વધારે લાગતાતા.

**હોરમજશા**—ગુડ ગ્રેશયશ ! અરે પણ હું પુછું છું કે તું તો કહેચ કે એ મરી ગીઓ તો, તારે મુવેલાને કેદ કરીને શું કીધું ?

**કાવસ**—એ એક નંહીં સમજ પરે તેવો ઘોંટાલો છે તો ! એમ કહેચ કે જે ધણીએ માહરા શેઠનું ખુન કીધુંચ, તેજ ધણીનું

ખુન વરી મહારા શેઠે કીધુંચ; અને માહરા સેઠ ઉપર કોઈ નહીં જનાએલા ધણીનું ખુન કરવાનો બીજો આરોપ પણ મુકવામાં આયોચ.

**હોરમજશા**—હં ! તે વરી કોણનું ખુન ? અરે પરવરદેગાર ! શું જમાનો ફેરવાતો આયોચ. હુન્નર ઉદયોગમાં સુધારા, ફાસીનની ફીશ્યારીના સુધારા, ધરમનાં ફરમાનમાં સુધારા; અંગ્રેજી "ડાનસ"માં પારસી બાનુઓના નાચવાના સુધારા, અને પરપોટા મીશાલ ઉભરી આવતા સુધારાઓ ઉપર સુધારાઓ જોવા ઓ બેહસ્ત પામેલા બાપદાદાઓ ! હમારા ભોગ કે તમે જીવતા નહીં રહયા! એ એક અફસોસની વાત છે. નહીં તો તમારી તીક્ષન લાગણીઓ, એવા લેભાગુ સુધારાઓના ભીતરને વીંધી, એવા સુધારાવાલાઓની સુધ ઠેકાણે લાવતે. અરે બધી વાતના સુધારા તો થયા, પણ ચપોચપ આપઘાત અને ખુન કરવાનાબી સુધારા દાખલ થવા પામ્યાચ. પણ કાવસ, હું એમ પુછું કે તાહરા શેઠે બીજું ખુન કીધું તે કોણનું ?

**કાવસ**—સાહેબ, હું ભુલતો નહીં હોવું તો તે તમારૂં ખુંન.

**હોરમજશા**—શું ? માહરૂં ખુંન ?

**કાવસ**—પણ તમારા ખુનને તો "જસ્ટીફાયએબલ હોમીસાઈડ" નું એક હક વાજબી આપઘાતનું રૂપ આપવામાં આવ્યુંચ, અને હું ધારૂંચ ત્યાં સુધી તેઓપર એકમેકનું ખુન કરવાનો આરોપ મુકવામાં આયોચ. હવે જો તમારાં કુંટુંબમાં વધારે ખુનો થશે તો માહરે ઘણી દીલગીરી સાથે નોટીસ આપવી પડશે. [કાવસ જાયછે.]

**હોરમજશા**—મેહરાં એવાં ખુનમાં સામેલ થાએ એ કદી બનેજ નહીં. તેનો વાંક ગમે તેવોબી હોય, તો પણ મારી દીકરી તે માટે આવો જનુન કીનો લે, એ નહી બની શકે તેવું છે. હવે માહરે તેની આગલ જવું જોઈએ. [બદલો દાખલ થાયછે.]

**બદલો**—મુરબ્બી હેઠ, પેલો ભેડી હખહ પાછો આયોચ.

**હોરમજશાહ**—ભેડી શખશ? તે કોણ?

**બદલો**—પેલો કાવસ કેહચ તે મેહરબાઈનો આગલો વર.

**હોરમજશાહ**—અરે મુગો મર! તે કહાં ભસતાંમાંથી પાછો આવતોતો ?

**બદલો**—અરે હારે હેક, તે કાંઈ જુવાન બહેરીની સોબમાં આવોતો અને મહેરબાઇ સાથે ઘણો વખત વાતબી કીધીતી.

**હોરમજશા**—અંહ ! એટલું બધું? તારે તો માહરે તેને મલીને જે કંઇ ખરૂં નરૂં હોય તે જાનવું જોઇએ. બદલા, જા તેને અંદર મોકલ.

**બદલો**—વારૂ હાએબ. [બદલો જાયછે. ]

**હોરમજશા**--પરવરદેગાર! શું મુવેલો પાછો જીવતો થયો? અને વરી દુરદરાજ. દેશમાંથી હયાં પાછો આવ્યો ! અરે ખોદા! એવા ભેદી બનાવોનો ભેદ શું હોસે ! [જમશેદ દાખલ થાએ છે, હોરમજશા જમશેદને નાટકી ઘપે આવકાર દેછે.]

**જમશેદ**—"સ્ટેડી." (હોરમજશા પોતાની ઉભું રહેવાની ઢપ બદલેછે ને બીજીજ પલે સ્થીર ઉભા રહે છે. જમશેદ સનેપશોત કેમેરાથી હોરમજશાની સબી પાડી લેવાની ઢપે ઉભો રહેછે) વન, ટુ એન્ડ થ્રી, ફીનીશ.

**હોરમજશા**— આએ છે કોણ! એ તો તદન ગેપ લાગેછે. એ કાંઈ મેહરાંનો આગલો વર લાગતો નથી, તોપણ માહરી ઓલખાણમાં આવેચ ખરો. સાહેબ, કાંઈ ફરમાસ ? સાહેબનું નામ શું?

**જમશેદ**—"આઇ બેગ પારડન."

**હોરમજશા**—(સ્વગત) માહરી ઉપરની નહી સમજ પડે તેવી આફતથી એક તો માહરો દમ જાએચ, અને એનો તો વરી અંગ્રેજીમાં દમ જતો દેખું. (જાહેર) "યોર નેમ સર" ?

**જમશેદ**—જેમ્સ દી સ્નેપશોટ. કેરેકટર દીલીનીએટર, પ્રોફેસર ઓફ એલોકયુશન, એન્ડ ફોટોગ્રાફીક આરટીસ્ટ. એટ યોર સરવીસ, સર.

**હોરમજશા**—પણુ બપાવા, હવે તમે ગુજરાતીમાંજ બોલી મરોની! અરે ઓલાની સાહેબ, હું ધારુચ કે મેં તમોને કેથે જોયલા છે.

**જમશેદ**—"ડાઉટલેસ." (સ્વગત) બુઢ્ઢો મહને ઓરખતોજ નથી. (જાહેર) તમે વાજવી કહોચ સાહેબ, માહરા ચહેરાનો છાપ નહી ભુલી શકાસે તેવી રીતે "એનટાયર બોમ્બે પબલીક" પર "ઇમપ્રેસ"

થઇ ચુકોચ. પહેલવહેલો મહને જે મુંબઇનાં લોક ઓલખ્યો તે ખહીથી પીડાતા એક બાલક લેખે. માહરૂં પહેલવહેલું કામ ખહીનો રોગ કવો હોયચ તે દેખારવાનુ ઉતું. [જમશેદ ખહીના રોગની કાંની ઠાંસે છે.]

**હોરમજશા**—(સ્વગત) એને હરખું લાગુંચ કે સું ? એ બકી શું મરેચ ?

**જમશેદ**—અને તાર પછી કરૂણારસીક બનાવોમાં સેવક ઉછર- યોચ. "આઈ એમ બેપટાઇઝડ ઇન એન એટમોસફીયર ઓફ બ્લડ એન્ડ ઠનડર."

**હોરમજશા**—(સ્વગત) આએ માણસ મને મેડ લાગેચ.(જાહેર) પણ બા; તમુને માહરી દીકરી સાથે સું કામ પરયું ?

**જમશેદ**—(સ્વગત) હવે જરા માહરે અનજાન થવું જોઇએ. (જાહેર) સું તારે તમો સાહેબ મેહરાંના બાવા કે ?

**હોરમજશા**—હા બા.

**જમશેદ**—તમારી મેહરાં મને માહરા રેહઠાનપર મલવાબી આ- વાતી, પણ કમનસીબે હું તેને મલી સકયો નહી.

**હોરમજશા**—પણ તેને તમારા મકાનપર આવવાની હીમ્મત કેમ કીધી ? ભઈ, ખરૂ કેહોની કે તમારૂં નામ જમશેદજી છે કે કંઈ બીજું ?

**જમશેદ**—હા સાહેબ, કંઈ બીજું બી છે ખરૂં.

**હોરમજશા**—(સ્વગત) હા. તારે તો તેજ હોસે. માહરી મેહ- રાંનો પેહલો એજ લાગેચ ! પણ નહી હોય, તે બને કેમ ! તેનો તો ચહેરો હજુર માહરાં ધ્યાનમાં છે, પણ જરા ધ્યાનથી જોઉં તો ખરે, કે તેજ છે કે કોઈ બીજો. [જમશેદ તરફ ટીકાને જોએ છે]

**જમશેદ**—"રેડી." બ્યુટીફુલ પોઝીશન. વન, ટુ, એન્ડ થ્રી. ફીનીશ." [જમશેદ સબી પાડે છે.]

**હોરમજશા**—(સ્વગત) નહીં હોય, કદી નહીં હોય. તે કંઈ આય ચકાસેલાના જેવો કાટરયાંનો ધસેલો ઉતોજ નહીં. (જાહેર)

પણ બાપુ, તહમે માહરી છોકરી સાથે કંઈ સગપનનો દાવો તો નથી કરતા ?

**જમશેદ**-સગપનનો દાવો તો નહીં, પણ હું તેને ચાહુંચ, અને તે મને જોઇને ખુસી છે. તેની સાબેતી એજ કે હમે છુટાં પરયાં તે વખતની તેની દીલસોજી અનહદ હતી.

**હોરમજશા**--તારે શું તમે હજુર જીવતા છેઓ ? એ શું બનવા જોગ છે ?

**જમશેદ**--તારે શું તમે મહને મુરદું બુરદું સમજતાતા કે ?

**હોરમજસા**--હમો તો તમોને મુવેલોજ ધારતાતા.

**જમશેદ**--(સ્વગત) એ આએ પેલા વાંદરેના નાટક વીસે એલેચ કે શું ? (જાહેર) નહીં સાહેબ, ખાતરીથી માનજો કે હું મરી નથી ગીયો, પણ હું તો જેમ તેમ તાંથી છટકી આયો.

**હોરમજસા**—(સ્વગત) માહરા સુખી ઘેરમાં સંતાપ કરાવવા એ કાંથી ફુટી નીકલ્યો ! (જાહેર) શું તમે માહરી મેહરાંના ભવીશનો નાશ કરવા આયાચ કે ?

**જમશેદ**—નહીં સાહેબ, તમે ફીકર ના કરો, હું તેને તમારી પાસેથી છીનવી નહીં લેવસ. તમે જારે તેના બાવા છેઓ, તારે માહરે કેહવું જોઇએ કે તેના ચોકક્સ અભાવને લીધે, હું તો કારનો તેનેથી દુર થઇ ચુકાચ. "આઈ કેન નેવર બી હર્સ ફોર આઈ એમ અનધર્સ."

**હોરમજશા**—(સ્વગત) આએ માણુસ તદ્દન ખસેલો છે, હું નકામો વખત ખોઉંચ. કોણુ જાને મેહરાનું શું થયું હોસે ! ચાલ જઇને ખબર કાહડું. [હોરમજશા જાએ છે અને જમશેદ પોતાની પાસેનો ફોટો કાહડે છે અને તે જોઇને.]

**જમશેદ**—(સ્વગત) હવે આએ ધાખશાને માહરી નાટકી **પોશાકમાં પરાવેલી સબી દેખારૂં; જોઇએ ઓરખેચ. (જાહેર, જમશેદ હોરમજશા તરફ જોયા વગર) આએ સબી તમે ઓરખોચ ? "ધી પરફેકશન ઓફ આર્ટ ઇઝ ટુ કનસીલ આર્ટ. (કોહેનુર દાખલ થાએ છે, અને જે જગાપર હોરમજસા બેડેલા હતા તે જગાપર બેસેછે, કોહેનુર તથા જમશેદ એકમેકને જોતાં નથી.) આના**

કરવાં સરસ રોટે, મીસ્તર હોરમજશા, મેં આગળ કદી ખવાડ્યો નથી. ડુ યુ લાઈક ઈટ? ડુ યુ લાઈક ઈટ? ડુ યુ લાઈક ઈટ?" (જમશેદ હોરમજશાને સખી દેખાશ્તા જાએ છે; ને તેવનને નહી જોવાથી) અરે પણ તેવન ગીયા કહાં?

કોહેનુર—(જમશેદ પર નજર પડતાં) ઓહો! તમે હૈયાં આયાચે કે?

જમશેદ—હા.

કોહેનુર—હું ઇંગલીશ હોટેલમાંબી જઇ આવી.

જમશેદ—કાંએ, તાં કાએ ગીયાંતાં?

કોહેનુર—મહને એમ સમજાવવામાં આયું કે દુન્યામાં જેને હું પ્રમાણીક માણસ ગણુંચ તે મને તાં મળશે, પણ તે મને તાં મલ્યોજ નહીં. (સ્વગત) પણ મેં તો ઠેરાવજ કીધોચ કે જાં સુધી મેહરવાનજીનો પતો લાગસે નહીં. તાં સુધી આએ ઘેરનો પીછો માહુરાથી છુટસે નહી. [કોહેનુર જાએ છે, જમશેદની નજર કોહેનુર પર પડતી નથી.]

જમશેદ—બાનુ, જો તમે માહરી સાથે આવો તો સુધરેલી દુન્યાનાં મોટાં શહેરોમાં ફરી. આપરાં સંગીન કામથી નામ સાથે દોલત મેલવ્યે, કેમ કબુલ છે? (જમશેદ કોહેનુર તરફ ફરીને જોએ છે, પણ તેણીને ત્યાં નહી જોવાથી.) અરરરર! બુલબુલ તો ઉડી ગીયું! પણ હું તેને છટકવા દેવસ નહી. માહરા ધંધા માટે માહરે તેને કોઈબી ભોગે હાથ તો કરવીજ જોઈએ. "બાઈ હેવન, આઇ મસ્ટ એન્ડ વીલ પઝેસ હર, ફીનીશ." [જમશેદ ધસારામાં ચાલી જાએ છે, અને રૂસતમ ઉસકેરાએલી હાલતમાં દાખલ થાએ છે.]

રૂસતમ—હજારો હજારો સુકર છે તે ખોદાના, કે માહરી પર મુકાએલા આરોપમાંથી માહરો છુટકો થયોચ. "ધેટ ડ્રંકન ઈડ-યટ" ગનપતરાવની જબાની ઉપરથી માહરા ભવીશના સસરા મીસ-તર હોરમજશાજી કામાડોરને ગુંગલાવી મારી નાખવાનો આરોપ માહરી ઉપર લાગુ પારયોતો, પણ તપાસ પછી તે તદન નાપાએ-

ઘર માલમ પડયો. "એન્ડ આઈ એમ એક્વીટેડ." (જરા વીચાર કરીને) "વેહર ઈઝ માઈ ફ્યુચર વાઈફ?" અરે મહું જે પેલો બીબો ઉભરી નીકળ્યોચ તેની "વાઈફ." તે સખસ કોણ હોસે? હું ધારુંચ કે તેને પાછો પકડીને મેડ હાઉસમાં લઈ ગીઆ હોસે. માહરી મુસા-ફેલી અને હીનપસતીની શરૂઆત પેલા વાંદરામાં કીધેલા નાટક "રોઝે કયામત" ને દીવસથી સરૂ થઈ ચુકીચ. એ બધું "હશ-અપ" થઈ જાએ તો વરી માહરી જીંદગીની નવી શરૂઆત કરૂં.

[બાહારથી ન્યુસપેપરવાલાનો અવાજ સાંભળે છે.]

ન્યુસબોય—(બાહેરથી) સાંજના જામેનો બીજો વધારો. સાંજનું જામે. વાંદરા ખાતે થએલી ખુનામરકીનો વધારો. સાંજનું જામે.

રૂસતમ—લે વરી. આએ બીજા માહરા નામના રોડરા રડાયા. ન્યુસપેપરવાલાઓથીબી હાથ જોરયા! કોઈની પુઠ પકરેચ તો તેના વાવટા ઉડારયા વગર રેહેતા નથી, અને કોઈનીબી ખબર મેલવી તેને છાપી મારવાની અફરા તફરી કરેચ. પછી તેમાં કોઈ કેમ સનડોવાય ને કોઈ કેમ, તેની તેઓ લેસ ભારબી પરવા કરતા નથી. પણ એ ઘેરનો ખાધો "ન્યુસબોય" માહરાં ઘેર આગલજ કાંય બુમ મારી મરતો હોસે. [પાછો ન્યુસબોયનો અવાજ આવેચ.]

ન્યુસબોય—(બાહારથી) સાંજનું જામે. વાંદરામાં થએલા નાટકમાં હુલ્લડ. વાંદરામાં થએલાં ખુનનો વધારો. સાંજનું જામે.

[કોહેનુર ઘણાજ ગુસ્સાથી અને ઉસકેરાએલી હાલતમાં દાખલ થાએ છે, અને ડચકાં ખાઈ રડે છે.]

રૂસતમ—કોહેનુર, એ શું છે? કોહેનુર?

કોહેનુર—ઓ થઈ ચુકું રૂસતમજી, થઈ ચુકું! મેહરવાનજી મલતા નથી, હવે શું કરૂં! તમે માહરૂં સતીયાનાસ વાલ્યુંચ!

રૂસતમ—જરા ધીરી થા ને કહે કે મેહરવાન ટારગેટ નથી મલતો?

કોહેનુર—નહીં, નથી મલતા.

રૂસતમ—હા પણ તને શું? નથી મલતો તો નહીં.

કોહેનુર—પણ શું તમે જાનતા નથી કે તેવન કાંહ છે ?

રૂસતમ—મને શું ખબર કોહેનુર, કે તે કાં છે! જરા સાંતી પકર, એમ ગભરાએચ સાની ?

કોહેનુર—તમારે જાનવુંજ જોઈએ કે તેવન કાંહ છે, અને હું ગભરાઉં સાની.

રૂસતમ—હું ખરૂં કેહુંચ કે હું મેહલુ ટારગેટ વીશે કસું જાણુતો નથી. મેં ફકત નામ સાંભરેલું પણ મેં નજરે નજર તેને કોઈ દીવસે જોયો નથી. હું શું તેને ઓરખું ! તે એક નાટકવાલો, હું એક બેરીસટર.

કોહેનુર—તેવન તો એક નાટકવાલા છે. પણ તમે તો બેરીસટરમાં ખપી એક લેભાગુ નાટકવાલા થરી ચુકાચ. અફસોસ કે તમારા ખાલી ભપકા ઉપર હું લોભાઈ. માહરા ભલા શેઠ સાથેની નીમકહરામીની ગોયા આએ મને સજા થએલી છે. રૂસતમજી, ખોદા ખાતર મેહરવાનજીનો પતો મેલવવામાં મને મદદ કરો. હું ધારૂંચ કે એવણે આપઘાત કીધો હોસે, એવણનો સ્વભાવ ઘણોજ કાંકનો ઉતો. [ કોહેનુર રડે છે અને ઘેલીની માફક ફરે છે. ]

રૂસતમ—મેહલુનો પતો મેલવવા હું તુને મદદ કરસ. કોહેનુર, સાંતી રાખ. કલાપીટ ના કર. ચાલ માહરી પાસે આવ. (રૂસતમ ટેબલ આગલ જઈને લખવા બેસે છે.) "ઈન ધી ફર્સ્ટ પ્લેસ, વી મસ્ટ સરકયુલેટ આ ફુલ એન્ડ ગ્રાફીક ડીસ્ક્રીપશન ઓફ હીઝ પરસનલ એપીઅરનસ. લેટ મી સી" એ તારગેટ તારમુસ્યો ઉતો કે મંગુસ જેવો ઠુમકયો છે ?

કોહેનુર—નહી, મેહરવાનજી મધ્યમ કદના છે, પણ દેખાએચ તેના કરતાં વધારે લાંબા કદના છે.

રૂસતમ—"ક્વાઇટ ઈમપોસીબલ." (લખે છે.) "ટોલર ધેન હી લુકસ."—વારૂ તેવનની આંખ ભુરી છે કે ?

કોહેનુર—નહી જી, તેવનની આંખતો ગોરી ગોરી છે.

રૂસતમ—આંખ ગોરી ગોરી છે? "ક્વાઇટ ઈમપોસીબલ. ઓ આઈ સી." તારે શું તેવણુની આંખના ડોરા નથી કે ?

કોહેનુર—અરે નહી રે જી, મોટા મોટા કારા કારા ડોરા છે ને

**રૂસતમ**—"ઓ આઈ સી." (લખે છે) ટોલર ધેન હી લુકસ, એન્ડ બ્લેક આઇજ." વારૂ તેને શું પહેરેલું ઉતું ?

**કોહેનુર**—જી "આઇ ગ્લાસ."

**રૂસતમ**—બીજું કંઈ પહેરેલું ઉતું કે ?

**કોહેનુર**—બીજું કંઈ નહીં.

**રૂસતમ**—"ક્વાઈટ ઇમપોસીબલ." તારે સું તે એમ નાગો બધેબધ ભટકતો ફરેચ કે ? "ધેન હી મસ્ટ બી આ ક્રેઝી ફેલો." તેણે કપડાં કંઇ પહેરેલાં હોશેની ?

**કોહેનુર**—જી, હાસતો વરી ! કેશમીરનો સુટ પહેરેલો ઉતો.

**રૂસતમજી**—તેનો સ્વભાવ કહેવો ઉતો ? તે ઘેલા જેવો તો નહી ઉતો ?

**કોહેનુર**—ઘેલા જેવા તો નહી, પણ સ્વભાવના તો જીનજર ખરા.

**રૂસતમ**—વારૂં તેની કંઇ બીજી નીશાની આપી શકશો ?

**કોહેનુર**—જી હા. હમેસ તેવન લાલ રૂમાલ વાપરતાતા.

**રૂસતમ**—(વિચારીને) હું ધારૂંચ કે હું તેનો પત્તો મેલવી સકસ. (સ્વગત) માહુરી સાથે પુલ ઉપરથી ટપકાઇ ગીયોતો, તે તો નહીં હોય ! (જાહેર) જરા બેસો, હું આયો. [રૂસતમ જાએ છે.]

**કોહેનુર**—માહરા શેઠ મેહરવાનજીનો પત્તો લાગે તો હું તેવન પાસે માફ માંગસ, પણ જો તેવણે આપઘાત કીધો હોશે તો હું શું કરશ ! અફસોસ ! માહરી ભુલનું આ કેવું પરીણામ ! કંગાલ કાદિરબેગ ! લ્યાનત છે તાહરી ઉપર. કે તેં મને લલચાવીને ફસાવી !

## જીલા--ઠુમરી.

હવસ કરે સર પર ભારી બોઝા ધરે, પાપસે ભરે, પાપમેં મરે.
નાહકકી હકકી બાજી હારે, હવસસે ડરે વહી ભવ તરે-હવસ.
આધી કોઇ જો છોરકે સારીકો દોરા જાયગા,
ડૂબેગા અયસા થાહ ન્હીં બંદા ન હરગિજ પાયગા—હવસ.

[કોહેનુર જાએ છે, બેહરામશા દાખલ થાએ છે.]

**બેહુરામશા**—આએ કેસ તો બધો એ લોગોની તરફેનમાં જાએચ. હું ધારૂંચ કે મેં મોટી થાપ ખાધીચ, પણ કંઈ નહીં, મેં એને સેવટ સુધી પકરી રાખવાનોજ ઠેરાવ કીધોચ. [રૂસતમ મેહક્લુ ટારગેટનો લાલ રૂમાલ લઈને દાખલ થાએ છે. બેહરામશા તેને આવતાં જોઇને] અલો, જેને હું મલવા માગુંચ તેજ આવેચ.

**રૂસતમ**—(સ્વગત) હું તો ફકત આય રૂમાલજ મેલવી શકયો. માહરી તો ઘણી ચીજો પરી ગેઇતી, પણ પેલા માહરા હમનબર્દનો તો આએ રૂમાલજ હાથ લાગોચ. (બેહરામશાને જોઇને) સાહેબ, તમે કોણને પુછોચ ?

**બેહુરામશા**—(અવાજ બદલીને) હું ધારૂંચ કે જે ઘણી પર ગઇ કાલે પોતાના સસરાને ગુંગલાવી મારવાનો "ચાર્જ" મુકવામાં આવ્યોતો તે તમેજ કે ?

**રૂસતમ**—હા તે હુંજ.

**બેહુરામશા**—અને આજે સહવારે છોરી મુકવામાં આયા નહી?

**રૂસતમ**—"યસ ઓનરેબ્લી એકવીટેડ."

**બેહરામશા**—અને તાં તમે તમારૂં નામ રૂસતમ આપ્યુંતું નહી ?

**રૂસતમ**—હા, કેમ ?

**બેહુરામશા**—પણ તમુને ખબર છે કે આએજ પલે તમારૂં ખુન કરવાના આરોપ માટે તપાસ ચાલેચ ?

**રૂસતમ**—(સ્વગત) અરરર! હઇઆં તો બધી "મેડ હાઉસ" નાંજ હવા ફેલાયલી લાગેચ! (જાહેર) માહરૂં ખુન કરવાના આરોપ માટે તપાસ ચાલેચ તારે તો તે બદમાશોને લાયક બદલો મલશે. અરે ભલા માણુસ, એવા ભેદી ખુન કરનારાઓની સામે કામ ચલાવવા સરકારે મનેજ કાંય નહીં રોકયો, કે હું તો તેઓને ફાંશી દેવારયા વગર છોરતેજ નહીં.

**બેહેરામશા**—(સ્વગત) આએ માણુસ મેડ હોવાના ઢોંગ કરેચ. (જાહેર) તમે જાણોચ કે શેઠ? માહરાં માણુસો તમારે માટે હમણા દરીયા આગળ સોધ ખોલ ચલાવેચ. હવે જો સાહેબ,

તમે રૂસતમજી પોતે હોવો તો તમારા મરણ પામવાની પુરતી જખાનીઓ છતાં તમે જીવતા કેમ રહ્યા, તેનો સંભાલથી જવાબ આપજો. કારણ કે તમે જે બોલશો તે તમારી વીરૂધ જબાની તરીકે રજુ કરવામાં આવશે.

**રૂસતમ**—"બટ હુ આર યુ ?"

**બહેરામશા**—"આઇ એમ આ ડીટેકટીવ ઓફ્રીસર."

**રૂસતમ**—તારે તો એક બેરીસ્તર તરીકે મને કહેવા દેવ કે-

**બહેરામશા**—બેઅદબી માફ છે સાહેબ, તમે ગમે તેવા હુસ્યાર બેરીસ્ટર હોવ તોપણ આ બાબદમાં તો નહી માફ થઇ શકે તેવું કાયદાનું અજ્ઞાનપણું તમે દેખારોચ. કાયદાથી તમે તો મુવેલા ઠરયા, તારે તેજ કાયદાનું ઉલંગન કરવાની તમે કેમ હીમત કરોચ ? તમે ફકત મરી નથી ગીયા, પણ મરી ગીયા પછી તમારી લાસ વતીક મલી સકતી નથી. "આઇ અનડરટેક ટુ પ્રુવ ધેટ"

**રૂસતમ**—(સ્વગત) આએ માણુસ જાં છે તા મને "હાફ મેડ" લાગેચ, અને આરોપો સોધી કારવાની ધુનકીમાં જેમ ગમે તેમ ગાંડું ઘેલું બકેચ. હવે એના એવા ભમાતુ ખ્યાલો સાથે એને વધારે ભમાવવો જોઇએ. બીચારો કીરતી મેલવવા શું શું છબરડા કરેચ. "બટ હુ નેવર ટ્રાઇઝ. કેન નોટ વીન ધ પ્રાઇઝ." (જાહેર) સાહેબ, તમે માહરી પર ઘણોજ ગંભીર આરોપ મુકોચ, પણ તે આરોપને માટે તમુને પુરાવા આપવા પરસે.

**બહેરામશાહ**—અરે બપાવા, પુરાવા તે કંઇ જેવા તેવા પુરાવા ? પહેલો પુરાવો તો એજ કે હમણાંજ તમારાં કપરાં પોલીસને હાથ લાગાંચ. શેઠ, બેઅદબી માફ છે, તમે મેહરબાની કરીને હવે કબુલ થાઓ કે તમે મુવેલા છેઓ.

**રૂસતમ**—અરે મી૦ બેહરામશાહ, હું જીવતો છતાં મુવેલો છેઉં એમ કેમ કબુલ કરૂં ? હું જીવતો જાગતો છેઉં તેની વધુ સાબેતી એજ કે જે કોઇ માહરી સાથે હમણા વધારે તન પાંચ કરે તેને "કીક આઉટ" કરવાને સકતીવાન છેઉં.

**બેહરામશાહ**—"આઇ ચેલેનજ યુ."

**રૂસતમ**—ઠીક તારે જો કાયદો મને મુવેલો મારવાની હટ લેસે, તો હું જીવતો છેઉં એમ મને કાયદામાં સપરાવનારની ખાત્રી કરવા માટે તેને કમ્મરમાંથી ઉંચકીને બહાર ફેંકી દેવો પરસે.

[રૂસતમ, બેહરામશાહના આંગપર ધસે છે.]

**બેહરામશાહ**—માફ કરજો સાહેબ, પથ્થરને બાચકું ભરયે તો સાંબા દાંત ભાંગી જાએ.

**રૂસતમ**—તું છેજ કેકો પથ્થરનો ભાઇ ભમરંડો.

**બેહરામશાહ**—તમારા આય વધુ ભમરડા ગુમાવવાના માંડી વારો, ને તમે જરા માહરી સાથે ચાલો, કે તમોને ચકકરના ચકરા-વામાં એવા ઉંચે ચહરાઉં કે તમારી ફજેતીના પારાવાર ને રૂસવાઇના રસ્તાખેજ, તમે નજરે નજર જોઇ સકો. ચાલો સાહેબ. (રૂસતમને પકડીને) જરા મેહરબાની કરીને માહરી સાથે પુલીસ ચોકીપર આવવાની મેહરબાની કરસો?

**રૂસતમ**—માહરાં દીલને હાથ ના લગારો. તમે માહરીપર શું ચાર્જ મુકોચ?

**બેહરામશાહ**—ખુનનો ચાર્જ.

**રૂસતમ**—ત્યારે શું તે ખરેખર મરીજ ગીયો.

**બેહરામશાહ**—હા. મરી ગીયો.

**રૂસતમ**—માહરી મેહરાંનો વર અંતે મરી ગીયો?

**બેહરામશાહ**—હા હવે કેવા ઠેકાણે આયા? હું ધારૂંચ કે હવે આપરે કંઇ ખુલાસાપર આવ્યેચ ખરા.

**રૂસતમ**—(ગભરાટમાં) માહરૂં માનો સાહેબ, તે ઘેલો હતો, અને તેણે માહરી પર હુમલો કીધો. હોજાતોજી કરતાં હમે બંને ખાઇમાં પરી ગયા, અને જો તે કદાચ મુવો હોસે, તો તમે મને કબુલ કરવા દેવ સાહેબ, કે હવે સેવકબી મુવેલોજ છે.

**બેહરામશા**—"ડાઉટલેસ." હું ધારતોતોજ કે તમે એવો -એકરાર કરસો. "બેટર ગો ક્વાયટલી."

**રૂસતમ**—"આઇ એમ આ ડેડ મેન."

**બેહરામશાહ**—એમ તમે કબુલ કરોચ, એ તમારી લાયકી છે સાહેબ. (પકડીને) હવે ચાલો સાહેબ.

**રૂસતમ**—"સ્ટેન્ડ બેક."

**બેહરામશા**—કેમ વરી જીવતા થયા કે ?

**રૂસતમ**—સાહેબ, હું ધારૂંચ કે એમાં તમારી મોટી ભુલ છે.

**બેહરામશા**—વેલ, તે આપરે જોઇ લેસું.(બેહરામશા રૂસતમને પાછલ આવવાની ઇશારત કરે છે, રૂસતમ નજર ચુકાવીને નાહસી જાએછે, રૂસતમને નહી જોવાથી,) આખરે મને હઠાવ્યો ખરો, પણ એ કાંહ માહરા હાથમાંથી છટકવાનો છે.

[ કોહેનુર અફસોસ અને ગભરાટમાં દાખલ થાયછે]

**કોહેનુર**—(બેહરામશાને) તેવન નથી મલતા કે ? કંઇ પત્તો મલ્યો ?

**બેહરામશા**—બાનુ, તમે કોણને માટે પુછોચ, તે હું કંઇ સમજી શકતો નથી, તોપણ તે સમજવાની કંઇ જરૂર નથી, કાંએકે ઉપરાસાપરી આરકતરી તપાસોથી હું અરધો ઘેલો થઇ ગીયોચ. પણ કંઇ ગભરાવ ના, મેં બધું સોધી કાહરયુંચ.

**કોહેનુર**--પણ વારૂં સેઠ, તમે મને એટલું કહી શકસો કે રૂસતમજી કહાં છે.

**બેહરામશા**—કોણ, રૂસતમજી ?

**કોહેનુર**—હાજી. મને તેવનને મલવુંચ.

**બેહરામશા**—" ગુડ ગ્રેશ્યસ !" ખોદા તમારા દુશમનનેબી એવું નહી દેખારે ! તમારા જેવી આવી ખુબસુરત બાનુઓ તો આય ધરતીના એક સનગાર સમાન છે.

[ બેહરામશા તેણીની દાહડી પસવારે છે. ]

**કોહેનુર**—( તેનો હાથ છટકાવીને ) દુર રેહવો. (સ્વગત) મુવા જે મલેચ તે એવાજ કે !

**બેહરામશા**—(સ્વગત) અરરર ! માહરાથી આએ શું કાચ્યું કપાએચ ! (જાહેર) બાઇ, " આઇ એમ ઓનલી એપરીશીએટીંગ યોર બ્યુટી." જો રૂસતમજીને મલવા માગોચ, તો આય તમારી સુંદર સ્થીતી બદલાસે, સરોવર જેવું કદ એક સુકાયલાં લાકરાં માફક જડ થઇ જસે, ને ગોલાબનાં ફુલ જેવો મુખડો ફીકકો પરી જસે, તારેજ તમો તેને મલી શકસો. " બટ નો." હું તેમ ચાહ-

તો નથી, કારણકે હું તમોને ચાહુંચ, તેથી હું ચાહુંચ કે તમે રૂસતમજીને મલો નહી તો સારૂં.

**કોહેનુર**—પણ હું ચાહુંચ કે તમે આય માહરી પરની મેહરબાની અને ચાહને ચુલે ચહરાવી ચગડોલપણું છોરી દઇને મને ખરેખરૂં કેહવો કે રૂસતમજી કાંહ મલસે ?

**બેહરામશા**—તેવનતો બીજી દુન્યાના રહેવાસી થઇ ચુકાચ.

**કોહેનુર**—આપરે કયારની આય માંથાફોર કરયેચ, પણ હું તમોને ઓરખતીબી નથી.

**બેહરામશા**—હું છુપી પુલીસખાતાંનો "ડીટેકટીવ" છેઉં.

**કોહેનુર**—હો "ડીટેકટીવ"! તારે તો તમે બધું સાંભલ્યું હોસે ?

**બેહરામશાહ**—હા.

**કોહેનુર**—અને તમે બધું જાનતાં હોસો ?

**બેહરામશા**—હા. હું બધું જાનુંચ.

**કોહેનુર**—તારેતો તેની મને ખબર આપોની ?

**બેહરામશા**—હા, તમુને ખબર આપવાને મને જરા બી વાંધો નથી, પણ--

**કોહેનુર**--પણ શું ? હું ધારૂંચ કે હું ધારતીતી તેમજ થયું હોશે! કેહવોની તેવને આપઘાત કીધોચ કે શું ? બોલોની જેહર ખાધુંચ ? પીસતોલે માંથું ઉડારયુંચ કે ડુબી મુવાચ ?

**બેહરામશા**—તેના મુઅવા વીસે તો હું કંઇ જાણુતો નથી, પણ તેનાં કપરાં હમોને મલ્યાંચ.

**કોહેનુર**—શું માહરા ધણીનાં કપરાં ? બસ તારે થઇ ચુકું !

[કોહેનુર સોફાપર બેહોસ થઇને પરે છે.]

**બેહરામશા**--હા. હવે સમજ પરી. આય તો જેનુ ખુન થયું તેની મીસ્ત્રેસ લાગેચ, અને તે ખુનની અંદર એણે પણ ભાગ લીધેલો લાગેચ. પણ મેં તો એને બદલે ભલતીજ બાઇને કેદ કીધીચ. માહરા જેવોબી મુરખ કોણ હોસે ? પણ કંઇ નહી. ભુલ સુધારવા માટે હજુરબી કંઇ મોરૂં થયું નથી. અહા ! પણ આય ખુબસુરત છોકરીને હું કેમ ફસાઉં ? જાને બે ઘરી એને જોયાજ કરૂં !

ખુબસુરતી એક એવી ઢાલ છે કે ઇનસાફના હાથમાંથી તલવારનો ઝટકો તે ઘણી આસાનીથી ઝીલી લેય, ને ઇનસાફની જે ખરી નેમ છે તેને ઉંધી મારેય. આય ખુબસુરત બાઇએ મને અર્ધો દીવાનો કીધોચ, પણ બચ્ચા બેહરામશાહ, તું આય શું ઘોંટાલો વારેચ ? સાવધ ! સાવધ !! સાવધ !!!

[બેહરામશાહ ઘણાજ વિચિત્ર આકારમાં ઉભા રહેછે ને જમશેદ દાખલ થાય છે.]

**જમશેદ**—" સ્ટેડી ! બ્યુટીફુલ સરપનટાઇન સીચ્યુએશન. વન, ટુ એન્ડ થ્રી; ફીનીશ.

**બેહરામશા**—અરે આય ચકરમ તો પેલોજ !

**જમશેદ**—તમે મને ઓરખોચ સાહેબ ?

**બેહરામશા**—હા, પણ તમારૂં આય વીચીત્ર ચકડોલપણુ માહરા અનુભવમાં એક નવાઇ દાખલ ઉમેરાસે.

**જમશેદ**--અહા ! એ માહરૂં વીચીત્ર ચકડોલપણું તો આખ્ખાં "યુરોપ, ઓસ્ત્રેલ્યા, અમેરીકા" અને દુન્યાના જેગી ભાગોમાં હું ફરી આયો તાં વખણાયલું છે. અરે મોટા મોટા ફોટોગ્રાફીક આરટીસટો માહરી અદેખાઇ કરેચ. સાહેબ, સેવકને નાઠક નુકતેચીની કરવાનો સોખ છે. અને તેથીજ આવી રીતના ઢપછપના ફોટો પારી લેવાનો મને ધખારો લાગેલો છે.

**બેહરામશા**—અને એજ તમારા ધખારાને માટે માહરે તમારી સંભાલ લેવી પરસે. ધખારાનાં ડોલ હેઠલ જો તમો ઢોંગ કરતા હોસો તો વગર ભાડાનું ઘેર તમારે માટે તૈયાર છે; પણ જો એ તમારો ધખારો ખરોજ હોસે તો પછી "મેડ હાઉસ" ના દરવાજા તમારે માટે ખુલ્લા છે. માહરે તમારી સાથે વાત કરવીચ.

[ બેહરામશા જમશેદને ઇશારો કરેચ.]

**જમશેદ**—"વેલ ધેન, સ્ટેડી, આઇ વીલ ટેક યુ."

**બેહરામશા**—"નો, નો; બટ આઇ મીન ટુ ટેક યુ." તમે ચુપચુપ માહરી સાથે પોલીસ ચોકીપર ચાલો.

**જમશેદ**--શું ! પોલીસ ચોકીપર ?

બેહરામશા—હા સાહેબ, પોલીસ ચોકીપર.

[બેહરામશાજ મરીહને પકડવા જાય છે.]

જમશેદ--"એક, ટચ મી નોટ."

બેહરામશા—અરે એ દમસમ કંઇ ચાલસે નહીં ! એકતો માહરા હાથમાંથી હમના છટકયો, પણ તુને હું છટકવા દેવસ નહીં.

[ જમશેદના આંગપર ધસે છે.]

જમશેદ—લુચ્ચા ! માહરી સાંએથી તાહરી નજર ફેરવ; હું તુંને ગુસ્સાબાજ અને ઉછાછલો દેખાતો નથી, પણુ તે જારે તેના પુર બાહારમાં મગટી નીકલસે, તારે તેનાં ભયંકાર પરીણામથી તાહરી સુધબુધ ઠેકાણે આવી જશે. "ઓફ, યુ ગો."

[ જમશેદ હાથ લાંબો કરેચ ને મોહડું ફેરવે છે, તેટલાં બેહરામશા તેના હાથમાં બેડી નાખે છે.]

બેહરામશા—બાવા, માહરૂં માનો ને મુંગા મુંગા ચાલો.

જમશેદ--અફસોસ ! માહરા હાથમાં બેરી, પણ માહરીપર આરોપ શું છે ?

બેહરામશા—રૂસતમનાં ખુનમા ભાગ લેવાનો.

જમશેદ--ખુન ?

બેહરામશા—હા ખુન તાહરો એક સાથી અહીં છે ને બીજો નાહસી જવા પામ્યોચ.

જમશેદ--"લાયર એન્ડ સ્લેવ, આઇ સો ડીનાઇ ધાઈ ફાઉલ એન્ડ સ્લેંડરસ ચાર્જ. (થોરોવાર વીચાર કરીને ચોક્કસ ઢપે ઉભો રહીને) "બ્યુટીફુલ પોઝીશન." એ માણુસાઈ દેખાવના વીકાલ હેવાન, તાહરામાં જો જરાએ દયા હોય તો લે આય માહરો કેમેરા અને માહરી જીંદગાનીમાં વીતેલા આવા એક ભયંકાર સંકટનો ફોટો ઉતારી, તે આવતા જમાના માટે મને "સીકયોર" કરવા દે.

બેહરામશા—અફસોસ ! બીચારાની દયા લાગેચ.અહા હા ! પાપ અને પુનમાં કોઈ કોઇનું શરીક નથી. પાપનો ઘરો ભરાએ ત્યારે મોબપર બેસીને પુકારો. પાપનો બાપ લોભ, તેમ લોભને ખાતર એ બીચારાએ ખુન કીધુંચ, અને અફસોસ છે કે ભેજાંથી ખીસી ગીયેચ. અરે, "આઇ સે મીસતર," તમે મેડ થયાચ કે શું !

જરા મગજ ઠેકાણે રાખો. (જમશેદ બેહરામશાને એકકી નજરે ટીકે છે.) "આઇ સે! યુ આર આ મેડ ફેલો.

જમશેદ—" મેડ, મેડ," ઓ હો હો! "ગોન, ગોન, એથેલોઝ ઓકયુપેશન ગોન." [ જે સોફાપર કોહેનુર પડેલી છે તેની ઉપર જમશેદ ફસડાઇ પડે છે, જમશેદની બેડીનો એક ભાગ બેહરામશાહ કોહેનુરના હાથમાં નાંખે છે.]

બેહરામશા—"સેફ બાઇન્ડ, સેફ ફાઇન્ડ.

જમશેદ—" આ પ્રેવારબ નેવર સ્ટેલ ઇન થ્રીફતી માઇન્ડ."

બેહરામશા—ચાલો, પક્ષીઓ સાબુત સપરાયાં; હવે માહરે એ લોકને પોલીસ ચોકીપર વઇ જવાનો બંદોબસ્ત કરવો જોઈએ. બચ્ચા બેહરામશાહ! આજે તાહરૂં નસીબ ઘણું જોર કરેચ.

[ બેહરામશાહ જાએ છે, કોહેનુર હુશ્યારીમાં આવી પોતાનો હાથ ઉંચકે છે, સાથે જમશેદનોબી હાથ ઉંચકાએ છે. ]

કોહેનુર—ઓ ખોદા! ખોદા!

જમશેદ—"ઓ હેવન! હેવન!"

કોહેનુર—તેવણ પણ કાંહ છે, તેવણ? [ કોહેનુર બેડીવાલા હાથ પોતાની છાતીપર મારેચ ને જમશેદનો હાથ જે તેણીના હાથની સાથેજ છે તે હાથમાં કોહેનુરની દાહાડી આવે છે. ]

જમશેદ—એ આય શું? માહરા હાથમાં બેરીતો બેરી, પણ માહરી સાથે એક બાનુંને બી ઘેરી! (જોઇને) અરે આએતો પેલી ખુબસુરત કોહેનુર છે!

કોહેનુર—ઓ ખોદા! હું કહાં છેઉં?

જમશેદ—તમે કહાં છેઓ? તમે કાંહ છેઓ? હું કાંહ છેઉં? અરે એમ કહેવો કે આપરે કાંહ છૈયે. જાગો, બાનું જાગો; હુશ્યાર થાઓ; હીમત પકરો; આપરે છટકાંમાં સપરાયાચ; "વી આર ઇન આ ટ્રેપ, કોટ હેલ્પ બાઇ એનીમીઝ."

કોહેનુર—પણ ? જમશેદજી ! (બેડી બતાવીને) તમે મને બેરી પેહરાવી તેનો સબબ શું ?

જમશેદ—સબબ, હું કંઈજ જાણતો નથી, પણ આય હાલતમાં આપરે જો સબ્બી પરાબ્બે તો ઘણુંજ સરસ થાએ.

[ જમશેદ પોતાનો બેડીવાલો હાથ કોહેનુરના ગલામાં નાખે છે. ]

કોહેનુર—દુર ! દુર થાઓ, મહને એકદમ છુટી કરો.

[ કોહેનુર જમસેદથી અલગ થવા જાએ છે, જમશેદ તેણીની સાથે ઘસડાય છે ]

જમશેદ—(બેડી બતાવીને) પણ આય સરજતજ જાં સાથે તાં હું છુટો થાઉં કેમ ? એતો તકદીરના લેખ લખાઈ ચુકા. "ડન અપ ફીનીશ."

કોહેનુર—જમશેદજી, તમારા જેવા માણુસથી મેં આવી આશા નહી રાખીતી. અફસોસ ! આય શું આફ્રુત ! હું રૂસતમજીને કેહતીતીજ કે આએ માણુસ ઘસેલો છે, ને તેમજ અંતે થયું. અરે આય વખતે જો માહરો માલેક આવે, તો માહરો કેવો ફજેતો થાએ, અને તે માહરા ફજેતાની સાથે, કોણ જાને તમારોબી કેવો ફનાફાટયો થઈ જાએ !

જમશેદ—તાહરો માલેક ! કોણુ તાહરો માલેક ?

કોહેનુર—હવે બધી પંચાત છોરો ને મને આએ બલામાંથી છુટી કરો.

જમશેદ—તમે બેરીમાંથી છુટાં થવા માંગોચ તો માહરે કાંઇ ના છે. પણ હું તો કેહુંચ કે બેરીમાંથી છુટાં થવા પછી પણુ તમે માહરી સાથે રહેજો.

કોહેનુર—અફસોસ ! માહારા જેવી હાલત કોઇની નહી હોસે.

જમશેદ—ખરેખર ! કોઇની નહીં. "ધીસ ઇઝ આ બ્યુટી-ફુલ સીચ્યુએશન.

કોહેનુર—આએ ઘણુંજ શરમ ભરેલું છે.

જમશેદ—ખરેખર શરમ ભરેલું છે, પણ એ ઘણુંજ દીલ ફુસકેરનારૂં છે. "ઇટ ઇઝ આ ટ્રેજીક સીચ્યુએશન."

કોહેનુર—શરમ છે ! એક ઓરત જાતને પોતાની મતલબ સાધવા ઓરીમાં બંધ કરવી એ નામરદોનું કામ છે. ( કોહેનુર રડે છે અને પોતાના ગજવામાં રૂમાલ સોધે છે અને તે નંહી મલવાથી જમશેદને ) માહરો રૂમાલ કાંહ છે ? જમશેદજી, જો તમારામાં જરાબી દયાનો ઝરો વહેતો હોય; ને જો તમારામાં માનસાઇ ખવાસ હોય, જો તમારામાં ઓરત જાત તરફ સભ્યતાની લાગણી દેખાડવાની શકિત હોય તો--

જમશેદ--તો શું ? એજ કેની કે માહરા રૂમાલે તમારી રડતી આંખોને રાહત બખશું ?

રાગ ઈંગ્રેજી

કોહેનુર--મુરખ બકવાં નાં કર નાહક, દુર હઠ ધુતારા જા જા !
સુંદર ગુલપર ભમરો કેવો, વાહવા જાની, જા, જા, જા.
કંકર સરખો, જા જા જા જા જા જા જા.
મુજ બદનપર ના જુલમ કર, બેશરમ મરી જા જા જા.
ઓ દીવાંના, મર જા, હટ જા ! અરે હાયે ! હાયે ! હાય !
ઓ દીવાનાં શરમા હયાંથી જા જા જા જા,
ઓ દીવાંના, હટ જા, મરી જા હટ હટ !

જમશેદ--માંની જા સાથે રહીયે, દુન્યા ફરીયે, નામો કાહરીયે,
કોહેનુર, માંન, હું કહું છું તે ખરૂં, નામ તાહરૂં થશે દુન્યામા.

[જમશેદ પોતાનાં ગજવાંમાંથી રૂમાલ કાહડીને કોહેનુરની આંખ નુછેચ.]

કોહેનુર--દુર રહો ! માહરા દીલને હાથ ના લગારો ! એક ઓરત જાતનો મલાહજો સાચવવાની રીત તમોને ખબર છે કે નહી ? હું એક એકટ્રેસ છેઉં એ વાત ખરી, પણ દુન્યાની કોઈબી પાકદામાન ઓરતો કરતાં, એક લેસભારબી હું ઉતરતી

નથી. મરદો નબલાં ભેજાંની ઓરતોને ખરાબ રસ્તે દોરવેચ, તે કીસમની ઓરત મને ના સમજતા. નાટક તખ્તાની કીર્તી હું સારી રીતે સમજું છું, અને તે કીર્ત્તીને કાયમ રાખવા માહરા જેવી મક્કમ વીચારની ઓરતોજ નાટક તખતાની નોક જાળવવાને શકિતવાન છે.

જમશેદ—"આઇ એટ વન્સ ગો વીથ યુ."

[રૂસતમ દાખલ થાએ છે.]

રૂસતમ--ઓહો! જમસેદ? કેમ કોહેનુર, તમેબી છેઓ કે? ને આય તમારા હાથમાં બેરી શાની? આય ભેદી બનાવની કંઇ સમજ પરે?

જમશેદ--"ઈટસ આ ત્રેજીક સીચ્યુએશન, આ ડ્રેમેટીક સીચ્યુએશન."

કોહેનુર—અરે મુઇ કોહેનુર, પણ આય બધાની મતલબ શું?

રૂસતમ—કોઇ લાહેત સખસે એવી "એફીડેવીટ" નોંધાવીચ કે તે પોતે રૂસતમ છે, અને હું કોઇ બીજો છેંઉ. વરી મારી મેહરાંના પહેલા પરણ્યાં ખાવીંદને મારી નાખવાનો મારીપર આરોપ મુકવામાં આયોચ. [અંદરથી પગલાંનો અવાજ આવે છે.]

કોહેનુર--પણ આએ વરી કોણ આવેચ?

જમશેદ--હું ધારૂંચ કે પેલો "ડીટેકટીવ" પાછો આવતો હોશે.

રૂસતમ—નંહીરે, એતો મહેરાં અને તેના બાવા આવતા હોસે.

કોહેનુર--અરે નંહીરે, એતો મેહરવાનજી આવતા હોશે.

રૂસતમ—કોણ? કદાચ મેહલ્લુ ટારગેટ આવતો હોશે. (સ્વગત) અરે તે કાહાંથી આવતોતો? (જાહેર) કોહેનુર, (ગજવાંમાંથી રૂમાલ કાહાડી) આએ રૂમાલ તું ઓરખેચ?

કોહેનુર—હા, તમુને કહયું તું કેની, કે એજ રંગનો રૂમાલ મેહરવાનજી હમેશાં વાપરેચ?

રૂસતમ--(સ્વગત) અરરર ! વારે તો પેલો દિવાનો; જેને હું મેહરાનો આગલો વર સમજતો'તો તે તો મેહલ્લુ ટારગેટ નીકલ્યો !

જમશેદ--"ક્વીક" ઉતાવલ કરો, અને અંહીથી નાહસવા માંડો, નહી તો મને લાગેચ, કે વરી કંઇ નવો તાગરો પેલો "ડીટે-ક્ટીવ" આપરે માટે જોડસે.

કોહેનુર--હવે તો ઘણું મોરૂં થયું, અને તે લોક હેવાં આવી પુગાચ. જમસેદજી, તમે આએ પરદા પછવાડે ભરઈ જાઓ.

રૂસતમ—હા, એબી ઠીક છે. [ રૂસતમ અને જમશેદ પરદા પછવાડે ભરાય છે, કોહેનુર પોતાનો બેડીવાલો હાથ પીઠ પાછલ રાખી બાહારજ ઉભી રહે છે, મેહરબાનું, હોરમજશા અને મેહરવાનજી દાખલ થાય છે.]

મેહલુ—મેહરબાનું, મને કંઇ સમજ પરતી નથી કે શું વીચાર બાધું. હું ધારૂચ કે એમાં કંઇ ભુલ છે, પણ તે છતાં તે લોકની સાંબે દેખાતા પુરાવા ઘણા મજબુત છે, અને જો આસમાનપરથી ફરેસ્તાબી આવીને મને તેને માફ કરવા કહે; તો હું સાફ ના પાડું, કદીબી તેને માફ કરવાનો નથી.

મેહેરબાનું—બાવા, પણ માહરા રૂસતમનું શું થયું હોશે?

હોરમજશા—બીહ ના દીકરી, રૂસતમ હાથ નથી લાગો, પણ તેનાં કપરાં હાથ લાગાચ. હું ધારૂંચ કે કપરાં વગર આવતાં તે શરમાતો હોશે તેથીજ કેથે ભરઇ બેઠો હોસે. (કોહેનુરપર નજર પડવાથી) અરરર ! નખોદ ગીયા રૂસતમને ખરચ કરવાનું તો એક જાતનું ઘેલાપણુંજ લાગેલું છે. કરોડપતીના મેહલમાં નહીં હોય તેવાં પુટલાં શાનાં ગોઠવી મુવોચ? ઘેરનો ખાધો કહેતો હતોજ કે વેલાતથી એક જાનીતી "એકટ્રેસનું સ્ટેચ્યુ" મેં મંગાવેલું છે. તે કેથું મંગાવીને ગોઠવીગી દઈ મુવોચ. એવા વગર અરથનો ઉડાઉ ખરચ કરનારો ખરચાલું જમાઇ મને નહીં જોઇએ.

મેહલુ—અરે "એક્ટ્રેસનું સ્ટેચ્યુ" શાનું સાહેબ? એ તો એક જીવતી "એક્ટ્રેસ" છે.

હોરમજશા--શું જીવતી "એક્ટ્રેસ" છે? અરે બા તમે નહીં જાણો, આય-સંગેમરમરની બેઠક એણે તૈયાર કરાવી તારને એ કેહતો તો કે એક પુતલું મેં મંગાવેલું છે, અને મને લાગેચ કે તેજ એ પુતલું છે.

મેહલુ—શેઠ, તમે જીવતાં માણુસને મુરદું બનાવવાની બે-અદબી કરોચ.

હોરમજશા--તમારાં ભેજામાં મને કસર લાગેચ, સમજ્યા? તમે પથ્થરમાં જીવ મુકવાની સોખાઇ વાપરોચ, તો જાઓ, જઇને બેલાસક કોટી કાંએ નહી કરતા? (સ્વગત) આજે કેટલા. કેટલા દીવસો થયા રાહુની દસા બેઠીચ કે શું, તે બધાં ઘેલાં વાજાંઓ સાથેજ કામ પરેચ.

મેહરાં—મી૰ ટારગેટ, તમારાં ભેજાંના ટારગેટને દેવાન-પણાની ગોલીએ વીંધેલી લાગેચ. મહારા બાવા કહેચ તેજ ખરૂં છે.

મેહલુ--કેમ, કોહેનુર! જવાબ દે. તુંજ કોહેનુર છે કે નહિ? હા, એજ માહરી કોહેનુર! નહી બોલતી? ખોદા! યાતો મારી આંખો ઠગાએચ, યા તો આ સવપનો છે!

હોરમજશા—યાતો તમે "મેડ" થઇ ગીયાચ.

મેહરાં—અરે પણ બા તમારી ખાતરી કરો, જાઓ; જોઇએ તો પથ્થર સાથે માથું ફોરો.

મેહલુ—કોહેનુર! બોલ, તારાં કીધેલા બધાં કરતુકો હું માફ કરસ; મારી સાથે વાત કર, બોલની તુંજ કોહેનુર છે કે નહિં?

હોરમજશા—બાવા, જરા ચસમો ચહરાવીને જોવની.

મેહલુ--(ચસમો ચહરાવીને) હા, એજ, એ બોલ, બોલ ઓ આ ધરતીપરની ખુબસુરતીની દેવી! બોલ કે તું જીવતી જાગતી છે, કે તુંને કોઈએ મારી નાખી; "સ્ટફ" કરીને મુકીચ?

હોરમજશા--અરે બાવા, એને તો "સ્ટફ" નથી કીધી, પણ તમારાં ભેજાંને ભુસાંથી "સ્ટફ" કીધેલું લાગેચ.

[મેહલુ હાથ લગારવા જાએ છે, કોહેનુર હાથ લાંબો કરી દુર રહેવા ઇશારત કરે છે.]

મેહરાં
હોરમજશા } અરે ! એ આય શું ચમતકાર !

હોરમજશા—ખરેખર રાહુની દસાજ બેઠેલી લાગેચ.

મેહલુ—નહીં; હું હવે તુંને કદી છોરૂં નહી ! હું તુંને માફ કરશ, તું ચાલ મારી સાથે.

કોહેનુર—મેહરવાનજી, તમે કેવા ભોલા અને ભલા ! મને માફ કરજો.

હોરમજશા—અરરરર ! આય સું કાલાં કરતુકો રૂસતમ લઇ બેઠોચ !

મેહરાં—એ તો પેલીજ વંત્રી !

હોરમજશા—અરે વંત્રીને જાવંત્રી ! એવા એલચીદાનાઓ ઉપર આવા આવા માંટલાંના મકોરાઓ કાંએ નહીં ભમે ?

મેહલુ—પણ તું તાંનીં તાં શાની ઉભી રહીચ ? ચાલ મારી સાથે. [ મેહલુ, કોહેનુરનો હાથ પકડી ખેંચે છે,—સાથે જમશેદબી ઘસડાઇ આવે છે ]

મેહરાં—(જમશેદને જોઇને) ઓ બાપરે ! એ આએ ઘેલો અહીં કાંથી ! ને આય શું અવતાર !

હોરમજશા—અરે આય તો પેલો ચક્રમ જમશેદ "સ્નેપ શોટ !" અરરરર ! એ આય સું પજેતો !

મેહેલુ—અરે આય ચહેરો તો મનેબી ઓલખાનમાં આવેચ !
[ બધાં ટીકીને જમશેદને જોએ છે. ]

જમશેદ-"વેરી ટચીંગ સીચ્યુએશન. બ્યુટીફુલ. સ્ટેડી ! વન, ટુ એન્ડ થ્રી. ફીનીશ.

રૂસતમ—(પરદા પછવાડેથી નીકલી આવીને) ઉભા રેહો, મને ખુલાસો કરવા દેવ.

મેહરાં—
હોરમજશા— } ઓ રૂસતમ !

મેહલુ—અહા ! આએ તો મારાં સુખનું સત્યાનાસ વાલનારા માણુસ છે !

રૂસતમ—સાહેબ, તમોએ કીધેલા ચોકકસ ટીકાપરથી હું એવાં અનુમાનપર આયોતો કે તમો મારી મેહરાંના આગલા વર છેઓ, એવી ગેરસમજુતીને લીધે આપરે વગર ફ્રેકટના મરાઈ પરથા.

મેહલુ—અને ફ્રેકટના પુલપરથી ગબરી મુવા, પણ તમુને ખબર છે કે? મેહરાંપર અને મારીપર તમારાં ખુનનો આરોપ મુકવામાં આયોતો.

મેહરાં—હા, ને વરી કોઈ બૈરીને "નાઇટ્રોગ્લીસરીન"થી ઉડારી મુકવાનો પણ આરોપ મુકવામાં આયોતો.

રૂસતમ—"નાઇટ્રોગ્લીસરીન"નું ફરીથી નામજ ના દેતી ! તે એક ઘણુંજ ઉછાછલું પગલું હતું.

મેહરાં—તમારાં બધાં કાગલો મને મલ્યાં, તે ઉપરથી બધો ખુલાસો થયો.

હોરમજશા—(જમશેદને બતાવી) મેહરાં, તું એવનને ઓ-લખેચ કે?

મેહરાં—અરે નહીં રે, હું એવનને સદંતર ઓલખતી નથી. ને જો ઓરખતી હોંઉ તો એટલુંજ કે એક ભેજાં ફાટેલ માણુસની કાની, એક વખતે મારી સાંથે આવી બકબકારો કીધોતો, તે પરથી લાગેચ કે એવન એક પહેલાં નંબરના ચક્રમ છે.

જમશેદ—બાઈ સાહેબ, સેવક તમોને જોઇને ઘણોજ ખુશી છે, અને તે મારી ખુશીની અંદર તમે અને આપ તમારા બાવા મારી સાથે સામેલ થશો કે નહીં, "ધેટસ આ પ્રોબ્લેમ ટુ સોલ્વ."

હોરમજસા—પણ મારે વાસતેબી આય બધાં ભુલભુલામરી જેવા કુખ્યાના પારખવાનું કામ ઘણુંજ મુશ્કેલ છે.

[ બેહરામશા, ગણુપતરાવ, મુનશી કાદિરબેગ માલી-ચંદને લઈને આવે છે. કાદિરબેગના હાથમાં બેડી છે. ]

કાદિરબેગ—(મેહલુ ટારગેટને) મેહરવાનજી શેઠ, મુજે માફ કીજીયે, મુજે કીસ વાસ્તે નાહક ઇસ બાબામેં ફુંસાયા. મય આપની ખતાઓંકી આપસે દરગુજર ચાહતા હુ.

ગનપતરાવ—અરે હોરમજશા શેઠ, તમારૂં મુરદું કેટલે દહાડે કબાટમાંથી હાથ લાગું ?

બેહરામશા—મુગા રેહો ગનપતરાવ, આય એક જબરો ગોટાલો થયોચ. પહેલે આપરે બધાંની બેરી કાહરી નાખી આએ થયલા છબરડાનો નીકાલ લાવ્યે. (બધાંની બેડીઓ કાહડીને) બાનુઓ અને ગ્રહસ્થો, તમો પર કોઈ પણ પાયા વગરના તોહમતો મુકીને મારી "ડીટેકટીવ" તરીકેની જીંદગીમાં આય પહેલીજ છકકર ખાધીચ, અને તમો બધાંને ખોટી રીતે સતાવવા માટે હું ઘણો શરમીંદો છેઉં. આય બેવકુફ ગનપતરાવે મને ખોટે રસતે દોરવ્યો.

ગનપતરાવ—શું તમેબી મારા સાહેબ! (તેની ખીચ પાડે છે) ગનપતરાવે ખોટે રસતે દોરવ્યો ? આય રૂસતમજી હાજર છે. પુછોની; એવણ કોઈનું ખુન કરવા માગતાતા કે નહી ? અને અગરજો તે ખોટુંજ ઉતું, તો તમારે તો તે ખોટાનું ખરૂં કરી દેખારવાનું ઉતું ! જાવ મારા સાહેબ, તમેબી તમારાં વેચ્યાં ! "યુ આર નોટ આ ગુડ ડીટેકટીવ. આઈ બોયકોટ યુ ફ્રોમ ધીસ ડે."

રૂસતમ—ગનપતરાવ, તમુને એક વીશ્વાસુ માણુસ જાણી મારી ઓફીસમાં ચાલતાં છુપાં કામકાજની હીલચાલ જોવા દીધી, તો તે વાત જાહેર કરી આવો નકામો ગોટાલો કીધો કે ?

ગનપતરાવ—અરે પણ શેઠ, તમે ખુન કરો તે હું કરવા દેઉં કે ?

રૂસતમ—અરે બેવકુફ ! તે ખુનો તો કરવાનાં ઉતાંજ, પણ તે કંઇ ખરેખરાં ખુનો નહી.

બધાં—(જમશેદ અને કોહીનુર સીવાએ) નહી ?

હોરમજશા—તારે નાઇટ્રોગ્લીસરીન અને કલોરોફોર્મથી તમે બેસુધ કરીને દરીયામાં ડુબાડી નાખવા માંગતાતા તે કોણને ? તે બાબદ શું એક ખુન તરીકે નહીં કે ? અને તમે તાં બેસીને બધાં "કોનસપીરેસી" ચલાવતાતાં તે શું કરવા ?

રૂસતમ—'ઓ માઈગોડ !" અરે તે તો એક નાટકનો પ્લોટ હું મી૦ જમશેદને સમજાવતોતો, અને હું અજબ થાઉંચ કે તમે કેમ જાણ્યું ?

હોરમજશા—અરે હું તો તાં કબાટમાં છુપાયલો ઉતો.

બેહરામશા—અને હુંબી ત્યાંજ છુપાએલો ઉતો.

મેહલુ—અને સેવકબી ત્યાંજ ઉતા, પણ મી૦ રૂસતમ તમે કેહવોચ કે તે તો એક નાટકનો પ્લોટ તમે સમજાવતાતા. હું એમ પુછું કે નાટક સાથે તમુને નીસબત શું?

રૂસતમ—તારે સાંભલો, મને ખુલાસો કરવા દેવો. મેં છુપી રીતે એક નાટક કંપની કાહરીતી અને માહરાં કમનસીબે હું તેમાં નીશફલ થયો.

હોરમજશા—શું! તમે નાટક કંપની કાહરીતી કે બા? લે મેહરાં, આએ તારો રૂસતમ. કેમ તમુને તો નાટકને નામની છીંટ ઉતીની? કેમ હવે શું વીચાર?

મેહલુ—તારે કોહેનુર, હવે મને સમજ પરી. મુનશી કાલીચંદ્રએ મને જે કહેલું તેજ આખરે ખરૂં થયું. પણ એક બેરીસટરની ઓફીસમાં એક નાટકનું રીહરસલ ચાલે, તેનો ખ્યાલ વટીક મને આયો નહી; કારણ કે તે આએ જમાનાનું પેહલાં નંબરનું હંબગ છે.

કોહેનુર—મેહરવાનજી, હું માફ માગુંચ. મારી ભુલ થઈ, પણ આએ કંગાલ મુનશી કાદિરબેગે મને લલચાવીને ફસાવી.

કાલીચંદ્ર—ક્યું મુનશી કાદિરબેગ સાહેબ! આપ અબ કુચ ફીકર ન કીજિયે. આપનેબી કોહેનુરપર ખુબ બસીકરન ચલાયા થા; મગર અબ દીલસે રંજ મીટા દીજીયે; ચોકી થાનેકી સએર કીજીયે. શુકર ખુદાકા! કુચ તો પતા લગા. અબ દાનાઇકી કુંજીસે પોશીદા રાજકા કુલુક ખુલ ગયા, યે આપકી નમકહરામીકી સજા ખુદાને આપકો દી. મુજકો તો બેહરામજી શેઠને મેરા ખુલાસા સુનતેહી રેહાઈ દી, મગર મયને તો આપકા એૈસા બનાયા મસાલા, કે કપદી બનકે ફુવે રીજાલા. જનાબ મુનશી સાહેબ, કોહેનુરકો કહાં ભગા લે ગયે, થે? દરબાર, સરકાર, બાજાર, જુતા, પૈજાર, ટાટકા બીછોના ઔર

બાતોંકી બાર, યે સબ આપકે લિયે માબુદ થે. અરે ગજબ! રે ગજબ! જો અપને આકાકો રંજ દીખાય, ઉસકો ખુદા ગયેબ ક્યું ન ચહરાએ?

કાદિરબેગ—દેખો ખબરદાર! અબસે એસે નાશાઈસ્તા કલામ મુહસે ન નીકાલો! હોશમે આ જાવ; જબાંકો સંભાલો, નહીં તો બરબાદ હો જાવગે, જીંદગી ભર નાશાદ રહે જાવગે! કોઈ કીસીકા કથા કર સકતા હય?

અબયાત.

પસતી વો દે જીસે કોઈ રફેઆત ન દે સકે,
બખરો જિસે મર્જ કોઈ શેહત ન દે સકે.
જીલ્લત વો દે જીસે કોઈ, ઈજ્જત ન દે સકે,
ઈજ્જત વો દે જિસે કોઈ જીલ્લત ન દે સકે.
ઉસરત હો અશરત, ઉસકી રજાકાજો ધ્યાંન હો;
આફત હો આશીષત, જો ખુદા મેહેરબાન હો.

મેહલુ—મુનશીજી, હવે બસ કરો, તમારી શાયરીના પોથા હાલ તુરત બંધ કરો.

મેહરાં—ત્યારે શું રૂસતમ હવેથી તમે બેરીસટરનો ધંધો નહીં કરશો કે?

હોરમજશા—અરે, હવે બેરીસટર નહી ને એકટર, કોઈબી રીતે આબરૂ ઈજ્જતથી પોતાનું ગુજરાણ કરે એટલે ભલે ભલું.

[બદલો દાખલ થાએ છો]

બદલો--અરે હોરમહા હેઠ, આપના ગોહપ બાનું ઘેલાં જેવાં થઈ ગીયાંચ, અને હયાં તમુને મલવા આયાંચ, અંદર બોલાઉં?

હોરમજશા—હા બોલાવ. (બદલો જાએ છે) અરે તેબી એક એકટરની સાથેજ પનવાનો ધખારો લઈ બેઠીચ, પણ તે કોણ મુવોચ, તે હું કંઈ જાણતો નથી.

જમશેદ--તે તમે થોડા વખતમાં જાણશો સાહેબ.

[ગોસસ્પ એકદમ આવી જમશેદને વલગી પડે છે]

ગોસસ્પ—ઓ જમશેદ! માહરા જમશેદ!

જમશેદ—માહરી ગોસસ્પ, વહાલી ગોસસ્પ, માહરૂં નામ જમશેદ નથી. હોરમજશા શેઠ, (હોરમજશાને) હું તેજ તમારા મરહુમ શેઠ હેરાબજી દાદી હોમજીનો દીકરો જહાંગીર છેઉં.

હોરમજશા—એ મારા દીકરા જહાંગીર ! શું ખરેખર તુંજ જહાંગીર કે ? હા તુંજ, તુંજ. પણ દીકરા તારા આવા ફેરફારથી હું તુને ઓળખી શક્યો નહી.

જમશેદ—હા, હું તેજ જહાંગીર છેઉં કે જે એક વખતે તમારી મેહરાંના હાથનો ઉમેદવાર હતો, પણ હવે આએ તમારી બીજી દીકરી ગોસસ્પના હાથનો ઉમેદવાર છેંઉ. બાનુ, શેવક તમોને જોઈને ઘણીજ ખુશી છે.

હોરમજશા—જોયા આએ કીસમતના લેખ ! મેહરાં, તેં તો જંહાગીરને ના કબુલ રાખેલો તેને ગોસસ્પે પસંદ કરી મારા દીલની ઉમેદ પુરી કીધીચ.

જમશેદ—મી૰ રૂસતમ, મારી તમુને સલાહ છે કે વગર સમજવે એક નાટકકાર થવાની અને નાટક કુંપની કાહારી આ ખુના-મરકી ચલાવવાથી, અને નામાકીત નાટકકારોના રૂહને ધુજાવવાની બેઅદબી કરવાથી દુરજ રહેજો. જેના કામ તે તેજ કરે."

રૂસતમ—મી૰ જમશેદ, તમારૂ કહેવું રાસ્ત છે. માણસ આ-એ જહાનમાં સુખને માટે હજારો રીતના ફાંફાં મારેચ. રોજે અવ્વલથી આએ ખાકી જહાનનું ખરૂં સુખ શું છે, તે નકકી કરવા ખાતર કવીઓ, વિદ્વાનો, ફીલસુફો અને ઓલમાઓએ હજારો જાતની કલ્પનાઓ ચલાવીચ. તેમ મેં માહરી કલ્પના શકિત નાટક તરફ દોરાવી, પણ મેં જોયું કે "ઓલ ધઝ બટ લીપ વીઝદમ, વીચ વોંટસ એક સ્પીયરયન્સ." પણ હું એમ લલચાયો કે, "નથીંગ વેનચર, નથીંગ ગેન."

ગનપતરાવ—"ધેન મીસતર, યુ મસ્ટ નોટ ટ્રાઇ અગેન." આપકા લોક, બાઈકા લોકા,

દોહરા.

"કરતા હો સો કીજીયે, ઔર ન કીજીયે કગ,
મુડી રહે ગઇ પાણીમેં, ઔર ઉપર હો ગયે પગ."

રૂસતમ—"ઓ નો, ધી લેસન આઇ હેવ લર્નટ શેલ નેવર બી ફરગોટન." મારી કાની જેવો નાટકની સમજ નંહી ધરાવે; તેવા આએ નાટક જેવાં બીકટ કામમાં પરવું અને ભુલથાપ ખાવી,

રીજ બેવકુફાઇ છે. જેમ એક "બેરીસટર" થવા માટે, બચ-કેલવણી લેવી પરેચ, એક "ડૉકટર" થવા માટે લાંબાં વરસનો અનુભવ મેલવવો પડેચ, એક સીવીલ્યન થવા માટે જેટલા અઘરા ચોથાઓ ઉઠાવવા પરેચ, તેટલુંજ મહાભારત અને મુશકેલ કામ નાટકનું છે, અને તે હવે મારી નજર આગલ પ્રગટ દેખાયચ. અંતઃકરણ તે આપરાં આતમાંની આરસી છે, કે જેની અંદર આપરા કર્તુકોનું સ્વરૂપ આપરે આબાદ જોઈ શકયેચ, અને તેથીજ નાટકની મોટાઇનો ચીતાર હવે મારી નજર આગળ ભમેચ. નામાંકીત નાટકગુરૂ "શેકશપીયર" નાટકને પ્રજાની ખરી નીશાલ સમજતો હતો, તેમ એવા એક નીતીનાં ધામની નોક જાલવી રાખવાની દરેક નાટકકારુની ફરજ છે, અને ઉંચી પંકતીના નાટકકારોની નોક જાલવી રાખવા માટે જાહેર પ્રજાનાં આસરાની પણ મોટી જરૂરછે.

જમશેદ—"રટેડી ! વન, ટુ એન્ડ થ્રી."

ગનપતરાવ—"થ્રી ચીયરસ ફોર અવર જોલી જમશુ સ્નેપશોટ."

બધા—હુરરા. હુરરા. હુરરા.

ડ્રોપ.

સમાપ્ત.